અવતારલીલા–લેખમાળા

લેખ ૬

# સહજાનંદ સ્વામી

અથવા

## સ્વામિનારાયણ સંપ્રદાય

લેખક

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

રાષ્ટ્રીય વિદ્યામન્દિર—સત્યાગ્રહાશ્રમ,

સાબરમતી



નવજીવન પ્રકાશન મન્દિર–અમદાવાદ

૦–૧૧–૦

આ માળાનાં બીજાં પુસ્તકો:

**રામ અને કૃષ્ણ**

મૂલ્ય ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૨-૦

**બુદ્ધ અને મહાવીર**

મૂલ્ય ૦-૮-૦ પોસ્ટેજ ૦-૨-૦

**ઈશુ ખ્રિસ્ત**

મૂલ્ય ૦-૬-૦ પોસ્ટેજ ૦-૨-૦



મુદ્રક અને પ્રકાશક:
વેણીલાલ છગનલાલ બૂચ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ
*
સંવત ૧૯૭૯

ઇષ્ટદેવ પ્રત્યે

તેજોયુક્ત શ્રદ્ધામયી મારી

**માતાનું**

તથા

સૌજન્ય અને ધૈર્યયુક્ત ભક્તિનિષ્ઠ મારા

**પિતાનું**

આ એમને અત્યંત પ્રિય લાગત એવું ચરિત્ર પ્રસિદ્ધ કરતા

પ્રિય અને પાવનકારી સ્મરણ કરું છું.

# પ્રસ્તાવના

રામ, કૃષ્ણ ઇત્યાદિનાં અને સહજાનંદ સ્વામીનાં ચરિત્રની નિરૂપણપદ્ધતિમાં ફરક માલમ પડશે. એનાં કારણો નીચે મુજબ છે:

૧. આ ચરિત્ર ત્રણેક વર્ષ પર અમદાવાદમાં ભરાયેલી સાહિત્ય પરિષદ્ માટે પહેલાં લખ્યું હતું. એ લેખની થોડીએક નકલો મિત્ર વર્ગમાં—અને ખાસ કરીને સત્સંગીઓમાં—વંચાઈ હતી, અને તેમની તરફથી એને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાની માગણી થયા કરી હતી. ત્યાર પછી શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે વળી પાછો એમાંનો ઘણોખરો ભાગ 'યુગધર્મ' માં પ્રસિદ્ધ કર્યો; અને મારી જાણ પ્રમાણે વાચકોને એ લેખ પસંદ પડ્યો. એટલે સહજાનંદ સ્વામીનું ચરિત્ર જાણવાની વાચકોને ઇચ્છા છે એમ મને લાગ્યું. રામ, કૃષ્ણ વગેરેનાં ચરિત્રની મુખ્ય ઘટનાઓ સામાન્ય રીતે આબાલવૃદ્ધ સર્વેએ સાંભળેલી

હોય છે, એટલે એ ચરિત્રોનું લંબાણપૂર્વક નિરૂપણ કરવાની જરૂર ઓછી હતી. એમાં તો એ ચરિત્રોને નિહાળવાનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ કરવાનો પ્રધાન ઉદ્દેશ હતો. સહજાનંદ સ્વામીનું ચરિત્ર સત્સંગીઓમાં પણ ઓછું જાણીતું થતું ચાલ્યું છે; વૃદ્ધ સાધુઓ અને હરિજનોની પરંપરા તુટતી ચાલી છે. સહજાનંદ સ્વામીના સહવાસમાં આવેલા તો હવે કોઈ રહ્યા જ નથી, અને એવા સહવાસમાં આવેલા હોય તેવાનો સમાગમ કરેલા પણ જુજ અથવા ભાગ્યે જ રહ્યા છે. સત્સંગની બહાર સહજાનંદ સ્વામી વિષેનું જ્ઞાન એથીયે ઓછું, અને હોય તે પણ બહુધા સાંપ્રદાયિક અણગમાથી મિશ્રિત હોય છે. આ કારણથી એમનું ચરિત્ર વિશેષ વિગતોવાળું મૂળે લખ્યું હતું તે મોટે ભાગે કાયમ રાખ્યું છે, તથા તેમાં કાંઇક ઉમેરો પણ કર્યો છે.

૨. પણ, બીજી દૃષ્ટિએ એ મૂળ લેખમાં અને આ પુસ્તકમાં ફરક ઘણો છે. તે વખતે મારૂં 'શ્રીજી' પ્રત્યેની ભક્તિનું દૃષ્ટિબિન્દુ અને આજના દૃષ્ટિબિન્દુમાં બહુ ફરક પડી ગયો છે. તે ફરક રામાદિની પ્રસ્તાવનામાં માંડયો છે અને આ પુસ્તકમાં યે કેટલેક અંશે નજરે આવશે. આ ફેરવાયલા દૃષ્ટિબિન્દુનું નિરૂપણ સત્સંગીઓને રુચિકર થશે કે કેમ એ વિષે મને શંકા તો છે જ. એમને પહેલા લેખનું પુનર્મુદ્રણ અનુકૂળ થાત, પણ એથી હું પોતાને અપ્રામાણિકપણાના આક્ષેપથી મુક્ત કરી શકત નહિ.

૩. તેથી, આ બે કારણોને લીધે આ પુસ્તકમાં જૂના લેખમાં નવા વિચારોનું આરોપણ થવાથી નિરૂપણપદ્ધતિનો સંકર થયેલો પણ જણાશે.

આટલું જણાવી સંપ્રદાયોને લગતી બે ચાર વાતો સ્પષ્ટ કરવી ઉચિત ધારૂં છું.

ભારતવર્ષના અને અન્ય દેશોના ધર્મોમાં એક ભેદ જાણવાજેવો છે. ભારતવર્ષના સર્વે ધર્મો અને સંપ્રદાયો 'ગુરુમુખી' અને ગુરુને જ પરમ દેવ માનવાવાળા છે. ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મો ગુરુમુખી ખરા પણ ગુરુ એ જ પરમદેવ એમ માનવાવાળા નહિ. આનાં કારણ દેખીતાં છે. ભારતવર્ષના ધર્મો વેદ—એટલે જ્ઞાન અથવા અનુભવ—મૂલક છે. એ ધર્મોનું જે કાંઇ તત્ત્વ કે પ્રાપ્ય પદ હોય તે કેવળ શ્રદ્ધેય અથવા મરણ પછી પ્રાપ્ય નથી; પણ છતે દેહે અને આત્મપ્રતીતિથી ગમ્ય છે.* હિન્દુ ધર્મ એવી સ્થિતિ કે એવું વ્યક્તિત્વ નથી સ્વીકારતો કે જે બીજા કોઇ માનવ દેહધારીને પ્રાપ્ત થઇ શકે જ નહિ.

પણ એ તત્ત્વ કે પદ પ્રાપ્ત કરવાનો માર્ગ ગુરુગમ્ય છે એમ સામાન્યતઃ સ્વીકારાયેલું છે. જેણે એ તત્ત્વ કે પદ પોતે અનુભવ્યું છે, પ્રાપ્ત કર્યું છે તે બીજાને એ પ્રાપ્ત કરાવી શકે,—કરવામાં મદદ આપી શકે. આ રીતે ગુરુ એ

* આ દૃષ્ટિએ બૌદ્ધ અને જૈન ધર્મ પણ વેદ ધર્મ ગણી શકાય. 'વેદ' નામના ગ્રન્થોને માનનાર નહિ, પણ અનુભવને આધારે રચાયેલા અને અનુભવથી સિદ્ધ કરી શકાય એવા.

પરમપદની પ્રાપ્તિમાં અગત્યનું સ્થાન ભોગવે છે. અને તેથી જોકે હિંદુધર્મના સ્થાપક તરીકે કોઇનું નામ નિર્દેશ કરી શકાય નહિ, તોપણ ગુરુભેદને લીધે, ગુરુજનોની વિચાર અને સ્થિતિની ભૂમિકાના ભેદને લીધે તથા એમણે પ્રવર્તાવેલી સાધનપ્રણાલિકાના ભેદને લીધે હિંદુ ધર્મમાં સંપ્રદાયો અનેક થયા છે. એના શુદ્ધ રૂપમાં પ્રત્યેક સંપ્રદાય ગુરુ સંપ્રદાય છે; અને આદિ ગુરુના જેટલા જ અનુભવી ગુરુની પરંપરા ચાલતી રહે, ત્યાં સુધી જ એને વાસ્તવિકપણે જીવંત કહી શકાય છે. જ્યાં એ પરંપરા તૂટે ત્યાં એ સંપ્રદાયનો ખરો અંત આવે.

એમ તો હિન્દુ ધર્મ પ્રમાણે આખું જગત ઈશાવાસ્ય ( ઇશ્વરથી વસાયેલું ) છે. અણુ અણુ પ્રભુપૂરિત છે. આખું જગત અને જગતમાંનો એકેએક અણુ ઈશ્વરનું દેવસ્થાન છે. પણ જે સ્થાનકમાં એનું સારામાં સારી રીતે દર્શન થાય, —એનું સર્વોત્કૃષ્ટ મંદિર—એ ગુરુમૂર્તિ છે. જગતમાં અત્યન્ત વિકસિત પ્રાણી મનુષ્ય છે અને મનુષ્યમાં (નિદાન તે કાળમાં) વિકાસને શિખરે પહોંચેલો પુરુષ ગુરુ જ હોઇ શકે. આ રીતે ઇશ્વરભક્તિ માટે ગુરુ એ પરમ દૈવત ઠરે છે.

આજ વાતનો વિચાર કરતાં માલમ પડશે કે क સદ્ગુરુ હોય તો એના શિષ્ય ख નું એ પરમ દૈવત ગણાય; અને ख એવી જ પૂર્ણતાને પામે તો એના શિષ્ય ग નું એ પરમ દૈવત ગણાય; પણ क ન ગણાય. આ રીતે જો અનુભવની પરમ્પરા ચાલ્યા કરે તો પરમ દૈવત તરીકેની ઉપાસના ઉત્તરોત્તર ઉતરતી જાય, અને એ પરમ્પરાને क સંપ્રદાયનું નામ આપ્યું હોય તો

તે કેવળ ઇતિહાસ સાચવવા પૂરતું જ. આ પ્રકારના સંપ્રદાયોને હિંદુધર્મમાં સ્થાન હોય એ સ્વાભાવિક છે.

પણ આ રીતના સંપ્રદાયમાં કોઇ રીતનું ગૃહીતવાદ મૂલક (dogmatic) બંધારણ હોઇ શકે નહિ. એ પદ્ધતિમાં અનુભવેચ્છુ સાધક સિવાય બીજા કોઇ શિષ્યો સમાઇ શકે નહિ: અને આ રીતે એક દૃષ્ટિએ એમ પણ કહી શકાય કે વેદ (જ્ઞાન) ધર્મમાં સંપ્રદાયને સ્થાન જ નથી. વાદ રહિત, નિરાલમ્બ આત્મપ્રતીતિ અને તજ્જન્ય શાંતિ એ જ અંતિમ પ્રમાણ. ગુરુપ્રતીતિ અને શાસ્ત્રપ્રતીતિ એ આત્મપ્રતીતિ માટે માર્ગદર્શક અને પૂર્તિકારક.

પણ એવા અનુભવાર્થી સાધક વિરલ હોય છે. આખા જીવનમાં ગુરુનું સર્વ રહસ્ય પી જઇ શકે એવો એકાદ શિષ્ય મળવો પણ દુર્લભ હોય છે. आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा। आश्चर्यो ज्ञाता कुशलाऽनुशिष्टः॥ જે માર્ગે પોતાને જીવનનું રહસ્ય સમજાઇ શાંતિ પ્રાપ્ત થઇ, તે માર્ગે સર્વે પ્રાણીઓ વળે એવી સદ્‌ગુરુની કરુણજન્ય સ્વાભાવિક વૃત્તિ હોય છે. પૂર્ણ અધિકારી ન હોય, તોપણ કાળાન્તરે એ અધિકાર પ્રાપ્ત થાય, એવી રીતે લોકોને સન્માર્ગે લગાડી દેવા એવી એમની રુચિ હોય છે. પોતાના શુદ્ધ સત્ત્વમાં એમને પોતાના કાળમાં કઇ વસ્તુની જરૂર છે એનું સ્પષ્ટ દર્શન હોય છે. અને તે વૃત્તિ અને જ્ઞાનથી પ્રેરાઈ પ્રજાનું સામાન્ય હિત થાય, એવા ધર્મ માર્ગનો ઉપદેશ દેવા એ પ્રવૃત્તિ કરતા નજરે આવે છે. તે સાથે જ પૂર્ણ અધિકારી નહિ છતાં આરુરુક્ષુ શિષ્યોનું મંડળ

સ્વાભાવિક રીતે જ એમની આજુબાજુ ભેગું થઇ જાય છે. કેટલેક અંશે ગુરુના જેવી જ જનકલ્યાણની વૃત્તિથી, કેટલેક અંશે સત્કાર્યોમાં લાગી પોતાની ન્યૂનતાઓ ટાળવાની વૃત્તિથી, અને કેટલેક અંશે ગુરુભક્તિથી પ્રેરાઇ ગુરુની વાણી સર્વેને પહોંચાડવા તે સર્વે હોંશભેર કામે લાગી જાય છે; અને આ રીતે એક મંડળ બની આવે છે.

પછી શિષ્ય સ્વરૂપજ્ઞાનને યોગ્ય થાય એ ઉદ્દેશથી ગુરુ કોઇક પ્રકારનો તે કાળને યોગ્ય સાધનમાર્ગ આંકી કાઢે છે. પણ કાળાન્તરે એવું બને છે કે સ્વરૂપજ્ઞાનનું સાધ્ય ભૂલાઇ જવાય છે, સાધનમાર્ગનું બાહ્ય સ્વરૂપ ટકી રહે છે, પ્રસંગોપાત સ્વરૂપ-જ્ઞાન સમજાવવાને જુદી જુદી રીતે કહેલાં વચનો સ્મૃતિમાં જળવાઈ રહે છે, અને જો કે પહેલા શિષ્યોએ જે ભાવનાથી गुरुः साक्षात् परब्रह्म એ સ્મૃતિવાક્ય સ્વીકારેલું તે ભાવના તો રહેતી નથી, છતાં બીજી ભાવનાથી એમની ઉપાસના દૃઢ થાય છે. આ પ્રમાણે એક વાદ અને રૂઢિબદ્ધ સંપ્રદાય બંધાઇ જાય છે. અંતિમ ગુરુ ઇષ્ટદેવ બને છે, અને એનામાં સ્વપ્રયત્નની અપેક્ષા વિના જ તારકપણાની શ્રદ્ધાથી જીવતાં ધ્યાન વડે અને મરણ બાદ એને 'સાક્ષાત' પ્રાપ્ત કરવાની ઇચ્છાથી એની ભક્તિ થયા કરે છે.

ગુરુપરમ્પરા તુટી જાય ત્યારે આ પ્રમાણેનો કેવળ ભક્તિ-માર્ગ ચાલુ રહે એમાં દોષ જ છે એમ માનવાનું કારણ નથી. મનુષ્યને આત્મોન્નતિ સાધવાની ઇચ્છા તો રહી હોય અને સદ્ગુરુનો પ્રત્યક્ષ મેળાપ થયો ન હોય, ત્યાં સુધી એણે શું

કરવું ? સદ્‌ગુરુની પ્રાપ્તિ પછી પણ અંતઃકરણની શુદ્ધિ થયા વિના એની પાસેથી કશો લાભ લઇ શકાય એમ નથી. એનો ખરો ઉપયોગ તો દૈવી સંપત્તિઓના ઉત્કર્ષ પછી જ થઇ શકે. અને એ ઉત્કર્ષ ઇષ્ટદેવની ભક્તિ વડે સરળતાથી થઇ શકે છે.

ભક્તિ આ પ્રમાણે સાંપ્રદાયિક સ્વરૂપ ધારણ કરે તેમાં વિઘ્ન પણ રહ્યાં છે. પહેલું વિઘ્ન એ કે દૃષ્ટિ સંકુચિત થવાનો સંભવ છે. પોતાના ઇષ્ટદેવ એ જ પરમદૈવત છે—એ શ્રદ્ધા યોગ્ય છે; એવી શ્રદ્ધા વિના ભક્તિ સિદ્ધ થતી નથી. પણ એ શ્રદ્ધા એવું પણ સ્વરૂપ પકડે છે કે સંપ્રદાયની બહાર પરમેશ્વર છે જ નહિ; અને તેથી જે સંપ્રદાયની બહારનો છે તે ભૂલમાં પડેલો છે, માટે તેની પાસેથી કશું મેળવવાનું હોઇ શકે નહિ. એના પ્રત્યે એક પ્રકારની તિરસ્કાર યુક્ત દયાની લાગણી થાય છે. અને એ રીતે ઉન્નતિ સાધવાનું દ્વાર પોતાની મેળે જ પોતે વાસી દે છે.

બીજું વિઘ્ન, શ્રદ્ધા અને પ્રજ્ઞા વચ્ચે વિસંગ કરવાની વૃત્તિ કેળવાય છે. અમુક વસ્તુઓને કેવળ શ્રદ્ધેયના વિભાગમાં મૂકી દેવામાં આવે છે, અને એ વસ્તુને વિચારનો વિષય બનાવવો એ ધૃષ્ટતા અને નાસ્તિકતાનું લક્ષણ મનાય છે, અને પુરુષાર્થ કરતાં એવી શ્રદ્ધાનું બળ વધારે મનાય છે.

ત્રીજું વિઘ્ન, આ બેને પરિણામે ઇષ્ટદેવ દિવસે દિવસે મનુષ્યથી વિજાતીય સત્ત્વ ( અથવા તત્ત્વ ? ) છે એવી ભાવના સ્થિર થતી જાય છે, અને એની ભક્તિ બીતિથી અથવા પ્રજ્ઞાવિરહિત શ્રદ્ધાથી જ થાય છે. પામર મનુષ્યને એ અપ્રાપ્ય બનતા જાય છે.

ચોથું વિઘ્ન, આ ત્રણેને પરિણામે ભક્તિ રૂઢ માર્ગથી આગળ વધી શકતી નથી. દેવદર્શન, સેવા, પૂજા, ભોગ, વસ્ત્ર-ઘરેણાં, હિંડોળા, આરતી એમાં ભક્તિનું ક્ષેત્ર સમાપ્ત થાય છે. ભક્તિ વડે ભક્ત અને ભગવાન વચ્ચેનું અંતર ઓછું કરવું, ઇષ્ટ દેવના ભાવયુક્ત ચિંતન વડે એના ગુણો પોતામાં વિકસાવવા એટલે સુધી દૃષ્ટિ ઉતરતી નથી.

આ ચારેને પરિણામે, પાંચમું વિઘ્ન, ભોગવૃત્તિ ઓછી થતી નથી; કેવળ એ સ્વરૂપ બદલે છે. ભોગવૃત્તિની વેલી ઇષ્ટ-દેવની પૂજાનું મિષ લઇ મૂર્ત્તિની ઉપર ફાલે છે.

છઠ્ઠું વિઘ્ન, દેવ પૂજાથી વધી પ્રાણી પૂજા અને મનુષ્ય પૂજામાં પ્રવેશ થતો નથી. સર્વ ભૂતોને વિષે ભગવંત ભાવ ઉત્પન્ન થતો નથી. જગત પ્રત્યેનું ઋણ અદા કરવાની વૃત્તિ જ ઉઠતી નથી. અને એથી દેશકાલાનુસાર સામાજિક કર્તવ્યો કયાં એ ઠરાવવાની શક્તિ ક્ષીણ થાય છે, અને તે પ્રત્યે વિમુખ થવાય છે.

આવાં વિઘ્નો રહ્યાં છે માટે ઇષ્ટદેવની ભક્તિ ત્યાજ્ય છે એમ માનવામાં પણ ભૂલ થશે. વિવેક અને વિચારનો ત્યાગ ન કરવામાં આવે તો એ સર્વે વિઘ્નોથી પર થઇ, ઇષ્ટદેવની ભક્તિ વડે અત્યંત ચિત્તશુદ્ધિ થઇ શકે, અને એને અંતે એને સદ્‌ગુરુ પણ અવશ્ય મળી જ રહે, અથવા એને પોતાને પણ જીવન અને મરણનું તત્ત્વ સમજાઇ જાય અને શાંતિ થાય. ઇષ્ટ-દેવની જે પ્રકારની પોતે ભક્તિ કરતો હોય, તેને અત્યંત તીવ્રપણે વધારી એનો અંત લેવાથી, અને એથી કેટલી

શાશ્વત શાંતિ પ્રાપ્ત થાય છે એ તપાસ્યા કરવાથી અને સંત-સમાગમથી વિઘ્નો હઠી જાય છે.

આના અનુસંધાનમાં **રામ** અને **કૃષ્ણ** આદિની પ્રસ્તાવના વાંચવાથી એ પ્રસ્તાવના વિશેષ સ્પષ્ટ થશે એમ માનું છું.

**સ્વામિનારાયણ** સંપ્રદાય પણ આ રીતે મૂળે ગુરુસંપ્રદાય જ છે. આના સમર્થનમાં સાંપ્રદાયિક સાહિત્યમાંથી પ્રમાણો આપી શકાય એમ છે; પણ પ્રમાણો આપી કાગળો રોકવા ઇચ્છા નથી. વિચારથી ઉપરની વસ્તુ સમજી શકાય એવી છે.

પ્રત્યેક ગુરુસંપ્રદાયમાં આદિગુરુને કે કોઈ ભૂત કાળના અવતારને અથવા બીજા દેવને ઇષ્ટ તરીકે સ્વીકારેલા જોવામાં આવે છે; તદનુસાર **સ્વામિનારાયણ** સંપ્રદાયમાં **શ્રીકૃષ્ણ** અથવા **નારાયણ** મૂળે ઇષ્ટદેવ હતા; પણ આગળ જતાં એ માર્ગ ગુરુમુખી સંપ્રદાય મટી જ્યારે ઇષ્ટદેવનો સંપ્રદાય બન્યો, ત્યારથી સહજાનંદ સ્વામીને જ સત્સંગીઓએ ઇષ્ટદેવ સ્વીકાર્યા છે.

ગુજરાતની પ્રજાના એક મોટા ભાગના ઇષ્ટદેવ હોવાથી સહજાનંદ સ્વામીના જીવનથી સર્વને પરિચિત થવાની જરૂર હોય જ. તદુપરાંત એમણે પોતે ગુજરાતને ઘડવા અને સંસ્કારવા-માં જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, તે દૃષ્ટિએ પણ એમનું જીવન જણાયલું હોવું જોઇયે. લગભગ ૩૦ વર્ષ સુધી એમણે ગુજરાત, કાઠીયાવાડ અને કચ્છમાં સતત પરિશ્રમ લઈ લોકોને શુદ્ધ માર્ગે ચઢાવ્યા; ગુજરાતમાં રહેતી ઉંચી–હલકી, હિંદુ–અહિંદુ સર્વ કોમોને પોતાનો સંદેશો પહોંચાડવા એમણે જે યોજક બુદ્ધિ ખર્ચી, જોખમો ખેડયાં અને સાધુઓ તૈયાર કર્યા તે બુદ્ધદેવની

સ્મૃતિ કરાવે છે. બુદ્ધનાં પંચશીલ અને સહજાનંદ સ્વામીનાં પંચવર્તમાન, બુદ્ધનો ભિક્ષુ સંઘ અને સહજાનંદ સ્વામીનું પરમહંસ મંડળ, બુદ્ધની સંગીથિ અને સહજાનંદ સ્વામીના સમૈયા-સર્વેમાં વિલક્ષણ સામ્ય રહ્યું છે. બન્નેનો ' દારૂ, માટી, ચોરી, અવેરી'ના ત્યાગનો ઉપદેશ, સંયમવ્રતોનો આગ્રહ, ઇંદ્રિયોની આહાર શુદ્ધિ પર ભાર, હિંસાયુક્ત યજ્ઞનો નિષેધ, વ્યસનો સામે યુદ્ધ, બ્રહ્મચર્ય પાલન માટે વિલક્ષણ કડક નિયમોનો અંગિકાર, સ્ત્રીઓની ઉન્નતિ માટે કાળજી, દૈવી સંપત્તિના ઉત્કર્ષ માટે વિનવણી—એ બધામાં બેઉનું અતિશય સરખાપણું છે. બેમાં ભેદ નથી એમ નહિ, પણ સહજાનંદ સ્વામીના જીવનમાં અને એમના સંપ્રદાયમાં ચિત્તશુદ્ધિનો (puritanism નો)-દોરો, બુદ્ધના જીવન અને સંપ્રદાયની માફક જ સોંસરો ચાલ્યો આવે છે. બન્નેનો કાળ વિલાસના યુગનો હતો. એક યુગમાં યજ્ઞને માટે કે વિલાસને માટે દારૂમાંસનું સેવન થતું; બીજા યુગમાં વિલાસિતા મોગલોમાંથી મરાઠાઓમાં અને રાજાઓમાંથી પ્રજામાં ઉતરી હતી, અને એ વિલાસતાનો સંબંધ ભગવાનની લીલા કે 'પ્રસાદ'ની સાથે કરવામાં આવી, એ ભોગ,-'કાયદેસર'થી પણ વધી,-'પુણ્યદાયી' બની ગયો હતો. બન્નેનો માર્ગ પોતાની સાધુતા દ્વારા સુધારણા કરવાનો હતો. બન્નેને રાજાઓનો આશ્રય પણ મળી શકે એમ હતું; રાજાઓએ એમને પૂજા અર્પણ કરી હતી; પણ બેમાંથી એકેયે રાજ્યના શાસનથી પોતાનો સંપ્રદાય ફેલાવવા કે હેતુઓ પાર પાડવા ઇચ્છા રાખી ન હતી. બુદ્ધે રાજાની સહવૃત્તિ જોઇ વિહારો

માટે જમીનનાં દાન સ્વીકાર્યાં હતાં; તેમ સહજાનંદ સ્વામીએ મંદિરો માટે જમીનનાં દાન સ્વીકાર્યાં હતાં. પણ એમને મળેલો રાજ્યાશ્રય કોઈને ભીતિનું કારણ થઈ પડે એમ એમણે એનો ઉપયોગ કર્યો ન હતો.

પોતાના કાળના પ્રસિદ્ધ પુરુષોમાં સહજાનંદ સ્વામી સૌથી મહાન્ હતા. તે કાળના મુમુક્ષુઓને પુરુષોત્તમ તરીકે ઉપાસના કરવા યોગ્ય હતા. પૂર્વ દેશમાં પ્રગટી ગુજરાતને એમણે પોતાનું ઘર બનાવ્યું, એ ગુજરાતીઓનું મહદ્ભાગ્ય.

મોહાવરણ દૂર કરી મારી અશુદ્ધ કલ્પનાઓને શુદ્ધ કરી, મારા ગુરુદેવે મને એક અંધ ( bigotted ) અનુયાયી રહેવા દીધો નથી; પણ મોહ દૂર થવાથી જો મારી સહજાનંદ સ્વામી પ્રત્યેની ભક્તિ ઓછી થાય, તો હું કૃતઘ્ની અને ગુરુ-કૃપાનો અનધિકારી જ કહેવાઉં. સંપ્રદાયમાં કેટલીક અશુદ્ધિઓ મેં જોઈ છે, સંપ્રદાયના કેટલાક વાદોમાં અને તત્ત્વનિરૂપણની પદ્ધતિમાં હું સંપૂર્ણપણે સંમત નથી; અને આ ચરિત્રમાં જ્યાં છૂટકો ન હોય ત્યાં મારે એનો નિર્દેશ પણ કરવો પડ્યો છે.*

* છતાં વિસ્તાર ભયથી તથા આવા વિષયોનો પાંડિત્યવાદ ઉપકારક નથી એવી માન્યતાથી હું મારા પોતાનો વિચારભેદ સર્વત્ર દર્શાવી શક્યો નથી. એક રીતે આ પ્રમાણે પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મને બહુ અસમાધાન રહે છે. જે વાદોમાં મારી માન્યતા નથી. તેના નિરૂપણથી હું મૂળ પ્રવર્તકને અન્યાય કરતો હોઉં એ ભયનું અસમાધાન છે; અને બીજી બાજુથી જે મને ભૂલ ભરેલું લાગતું હોય તેની મૌન પ્રસિદ્ધિથી ભૂલની પરંપરા ચાલુ રાખવાના દોષનું

પણ એમ તો મારા કુટુંબમાં, જ્યાં મેં શિક્ષણ લીધું તે મારી શાળાઓમાં, જેમાં હું કાર્ય કરૂં છું તે સંસ્થાઓમાં અને જ્યાં મારો જન્મ થયો છે તે દેશમાંયે અશુદ્ધિ અને સંમત થઇ ન શકાય એવું છે; તેથી જેમ કુટુંબસ્નેહ, શાળા પ્રત્યેનો રાગ, સંસ્થાઓ પ્રત્યે કર્તવ્યનિષ્ઠા અને જન્મભૂમિનું ઋણ ઘટતાં સંભવતાં નથી, તેમ સહજાનંદ સ્વામી પ્રત્યેની મારી ભક્તિ ઓછી થઇ શક્તી નથી. મારામાં જે કાંઈ સારૂં હોય, તો તેનું બીજ કેટલે બધે અંશે એમણે નાખ્યું છે, તે માપી શકાય એમ નથી.

ચરિત્ર–નાયકના ગુણદોષની યથાર્થ સમાલોચના કરી બેયનું તટસ્થપણે વર્ણન કરવું, એવો કેટલાક વિદ્વાનોનો મત છે. મેં આ ચરિત્ર એ દૃષ્ટિએ નથી લખ્યું. દોષની સમાલોચના કરવાનો મેં પ્રયત્ન જ નથી કર્યો. (ભક્તિથી અને ભક્ત માટે લખનાર માટે એ અશક્ય પણ હોય.) જ્યાં સામાન્ય દૃષ્ટિએ દોષરૂપ દેખાય એવા પ્રસંગો મારા જાણવામાં આવ્યા છે, તેનો મેં ઉલ્લેખ ટાળ્યો પણ છે. કારણકે હું માનું છું કે

---

અસમાધાન છે. ત્રીજી બાજુથી પોતાની અમાન્યતા દર્શાવવાથી સત્સંગીઓને આ પુસ્તક સત્સંગની પુષ્ટિ કરનારૂં ન લાગે અને તેથી એમને રુચે નહિ એ સંભવનું અસમાધાન છે. પણ એ બધાની સામે એક બળવાન સમાધાન છે તે એ કે એ સર્વે વાદો કથાઓ અને તત્ત્વનિરૂપણની પાછળ પ્રવર્તકોનો શુદ્ધ આશય અને તેમાં સત્યપણાની નિષ્ઠા હતી, અને આ પણ શુદ્ધ આશય અને સત્યને વળગવાની ઈચ્છાથી જ લખાયું છે; એટલે એનું પરિણામ પ્રથમ દૃષ્ટિએ કદાચિત્ રુચિકર ન લાગે, તો પણ અન્તમાં સત્ય તરફ વળનારૂં થશે એમ માનું છું.

## પ્રસ્તાવના

કોઈ વ્યક્તિનું ચરિત્ર જો લખવા જેવું હોય તો તે એના દોષો માટે નહિ, પણ લોકોત્તર શુભ ગુણોને માટે. કોઈનાયે દોષો ચિરંજીવ કરવાની આવશ્યકતા નથી. કાળ એનો નાશ કરી નાખે એમાં લેખક અને વાચક સહુનું કલ્યાણ છે. એના શુભ ગુણો સદાને માટે માર્ગદર્શક હોવાથી, એની જ નોંધ રાખવી ઠીક છે. એ ગુણોનું અતિશયોક્ત સ્વરૂપ આપવાનો મેં બુદ્ધિપૂર્વક દોષ નથી કર્યો.

આ પુસ્તક લખવામાં હું કોનું નામ માંડી આભાર માનું અને કોનું છોડું? માતાપિતા, સાંપ્રદાયિક કવિઓ અને લેખકો, વૃદ્ધ સાધુઓ અને હરિજનો, શાસ્ત્રીઓ અને પુરાણીઓ, સર્વેનો, મારા અંગત વિચારો બાદ કરતાં આ પુસ્તક લખાવવામાં અને એના મુદ્રણમાં પ્રત્યક્ષ કે પરોક્ષ હાથ છે. એ ઋણનાં ચિહ્ન તરીકે આ પુસ્તક સત્સંગને જ અર્પણ કરી ધન્ય થાઉં છું.

ગાંધી જયન્તિ<br>સં. ૧૯૭૯  કિશોરલાલ ઘ. મશરૂવાળા

# તારણ

કાલાવલોકન—જન્મ સમયે ભારત વર્ષની સ્થિતિ (૪); કેટલીક મહાન વ્યક્તિઓના જન્મ—રણજીતસિંહ, રામમોહનરાય, દયારામ, ગિરધર, ધીરો, નીરાંત, ભોજો, રણછોડ, લાલો, રામાનંદ સ્વામી ઇ. (૪–૫); ગૂજરાતી સમાજ-મહાજનસત્તા, ધર્માચાર્યોનો દોર, ધરરખુપણું; પંથોની વિવિધતા, વહેમ; હિંસામય બલિદાન (૬—૮); મધ્યમ વર્ગ (૯); પચાસ વર્ષ પછીની સ્થિતિ (૧૦).

ગુરુ પરંપરા--ઉદ્ધવ સંપ્રદાય-બે કથાઓ (૧૨-૧૩); અવતાર ભેદ—રાજકીય નેતા અને સદ્‌ગુરુ રૂપે (૧૪); સ્વામી રામાનંદ (૧૪-૧૬).

ઘનશ્યામ—માતાપિતા (૧૮); તીર્થાટન-શાપ (૧૯); જન્મ (૨૦); ચિહ્નો, વિઘ્નો (૨૦); બાલ્યાવસ્થા-સ્વભાવ; તપનો ઇશ્કઃ નિઃસ્પૃહતા (૨૧); નિષ્ક્રમણ (૨૧–૨૨)

નીલકંઠ—વર્ણિવેષ (૨૩); વિચરણ-ગોપાળ યોગી સાથે યોગાભ્યાસ-મંત્રવાદીઓનો પરાભવ-સેવકરામની શુશ્રૂષા (૨૪–૨૬); મંગલ દિવસ (૨૬).

દીક્ષા—લોજ-સુખાનંદ અને મુક્તાનંદ સ્વામીનો મેળાપ—પ્રશ્નોત્તર (૨૭); દેહદમન-રુધિર શોષણ-સ્વેદજય (૨૮); રામાનંદ સ્વામીને પત્ર-એમનો આનંદ (૨૮–૨૯); એમનો ઉત્તર-મોક્ષનો ખપ-થાંભલાને બાથ (૨૯); લોજમાં ફેરફાર (૧) સ્ત્રી-પુરુષો માટે જુદી સભા અને દ્વાર-અષ્ટાંગ બ્રહ્મચર્ય -દીક્ષા-પરિણામ-જુદાં મંદિર-સ્ત્રીસાક્ષરતા (૩૦–૩૩)

(૨) બાકોરું પૂરવું (૩૩); ચિત્તના સ્થૈર્યનો પ્રસંગ–નીલકંઠનો પ્રભાવ (૩૪–૩૫); રામાનંદજીનો મેળાપ; દીક્ષા –નામ ધારણ (૩૫).

સદ્‌ગુરુપદ—ધર્મધુરા–વરયાચના–દયાળુતા(૩૬–૩૭);રામાનંદ સ્વામીનું અંતર્ધાન (૩૭); અન્તઃકલહ–રઘુનાથદાસ–હરબાઇ–વાલબાઇ (૩૭–૩૮); મંડળ રચના–મંડળોની કાર્યપદ્ધતિ–પંચવ્રત–ધન સ્ત્રીનો ત્યાગ–કડક નિયમન–ક્ષમાવૃત્તિની તીવ્રતા (૩૮–૪૦); સમાધિ પ્રકરણ; સહજાનંદ સ્વામીની ચિત્તાકર્ષકતા; મુક્તાનંદ સ્વામીનો સંશય અને સમાધાન (૪૧–૪૩); વૈરાગીઓનો દ્વેષ–કાઠી ગરાસીઆની સેવા,–દાદાખાચરનું સર્વાર્પણ–દાદા અને જીવાં વચ્ચે ભેદ –(૪૪–૪૭); પરમહંસ દીક્ષા–સ્વામીનારાયણના 'મુંડિયા' –ગૃહસ્થોની કસોટી (૪૭–૪૮); શિષ્યોની કસણી–કસર ન રાખવા ઇચ્છા–'પ્રકરણો'–એકડમલ (૪૮–૫૦); સહજાનંદ સ્વામીની યોજકશક્તિ–પ્રેમ–ભક્તાધીનત્વનાં ઉદાહરણ–સાદાઇ માટે પ્રીતિ–સુંદર વસ્તુનો ત્યાગ–ગંગામા અને સોનાબાઇ-લોકાચાર પ્રત્યે ઉદાસીનતા (૫૦-૫૩); શિષ્યો પર સ્નેહ (૫૩–૫૪) સહજાનંદ સ્વામીનાં લાલિત્યવૃત્તિ અને વિદ્યોત્તેજન-સાહિત્યની વૃદ્ધિ (૫૪-૫૭);વિદ્વત્તા અને ચારિત્ર નૃસિંહાનંદ–દીનાનાથ ભટ્ટ–પ્રેમાનંદ સ્વામી (૫૭–૫૯).

પ્રવૃત્તિઓ—હિંસારહિત યજ્ઞ–જગજીવન મહેતો–અમદાવાદનો સુબો–મારવાનું કપટ–દેશપાર ( ૬૦–૬૩ ): બાળહત્યા–નિષેધ (૬૩): સતી વિષે ( ૬૩–૬૪ ); લગ્નમાં બીભત્સ ગીતો (૬૪–૬૫); હોળીનાં ગીતો (૬૫); વહેમોનું ખંડન –એકેશ્વર ભકિત–પત્ર ( ૬૬–૬૮ ); અહિંદુ–જાતિઓનો

તારણ

**કેટલાક શિષ્યોની વાતો**—શ્રદ્ધા અને વૈરાગ્ય-મૂળજીભાઈ (૧૧૨-૧૧૩); ગુરુભક્તિ-લાલદાસ-અપરિગ્રહ (૧૧૩-૧૧૪); આજ્ઞાધીનતા-રાજભક્ત (૧૧૪-૧૧૫); વિશ્વાસ-દાદાખાચર (૧૧૬-૧૧૭).

**સાંપ્રદાયિક પુસ્તકો**—શિક્ષાપત્રી-મુખ્ય અગિયાર નિયમો (૧૧૮-૧૨૩); ત્યાગીઓના ભેદ-સાધુ-બ્રહ્મચારી, પાળા (૧૨૩-૧૨૪); વચનામૃત-સંપાદકો (૧૨૫-૧૨૭).

**સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાન**—વેદાંતમત (૧૨૯); પરમાત્મા (૧૩૦-૧૩૧); અક્ષરબ્રહ્મ (૧૩૧-૧૩૨); માયા અને ઇશ્વર (૧૩૨-૧૩૪); જીવ (૧૩૪-૧૩૫); સાકારતનુવાદ (૧૩૫-૧૩૬); મુક્તિનો અર્થ (૧૩૬-૧૩૭).

**મુક્તિનાં સાધન**—જ્ઞાન: ત્રણ પ્રકારનું-ઉપાસના: બે પ્રકાર અને છ ભૂમિકાઓ (૧૩૮-૧૪૦); ભક્તિ-પ્રકટ અને પરોક્ષ (૧૪૧-૧૪૨); સત્સંગ-મહિમા (૧૪૨-૧૪૪); આત્મનિષ્ઠા (૧૪૪); વૈરાગ્ય (૧૪૪-૧૪૫); ધર્મ (૧૪૫-૧૪૬); અષ્ટકારણવાદ (૧૪૬-૧૪૭); સાત વરો (૧૪૭) સાંપ્રદાયિક સંસ્કારો (૧૪૮-૧૫૦)

**પાછલો ઇતિહાસ**-ગોપાળાનંદ અને ગુણાતીતાનંદ સ્વામી (૧૫૧-૧૫૨); આચાર્ય: **અયોધ્યાપ્રસાદજી-રઘુવીરજી** (૧૫૨-૧૫૩); અયોધ્યા પ્રસાદજીની વંશાવળી (૧૫૪) રઘુવીરજીની વંશાવળી (૧૫૪-૧૫૫).

# કાલાવલોકન

વિક્રમની ઓગણીસમી સદીના શુમારે બીજા પાદથી શરૂ થઇને ત્યાર પછીનો લગભગ સાઠ વર્ષનો કાળ જુદાં જુદાં કારણોને લીધે ભારતવર્ષના ઇતિહાસમાં અદ્વિતીય છે. એ અરસામાં આર્યાવર્તમાં અનેક રાજકીય, ધાર્મિક અને સાંસારિક વિપ્લવો થયા; કેટલાં રાજ્યો અને ધર્મપન્થો ઉભાં થયાં અને નાશ પામ્યાં; કેટલાક પરાક્રમી રણવીરો, ધર્મસ્થાપકો અને સુધારકો એ સમયપટ પર પોતાનાં પગલાં પાડી ગયા. એ બનાવોની જુદી જુદી રીતની સારી માઠી અસર આજ સુધી હિન્દુસ્તાન ભોગવી રહ્યું છે.

ભગવાન્ સહજાનંદની જીવનચર્યા એ જ વખતમાં દેખાઈ, તેથી એમના કાર્યની યોગ્ય પીછાણ થવાને એ સમયનું સિંહાવલોકન યોગ્ય થશે.

## સહજાનંદ સ્વામી

સહજાનંદ સ્વામીના જન્મ સમય (સં. ૧૮૩૭, ઈ. સ. ૧૭૮૧) ના હિન્દુસ્તાન પર દૃષ્ટિ નાખો. અંગ્રેજી સત્તાનો પાયો નંખાઈ ગયો છે; પણ હજુ એ પ્રજાને તીવ્ર રાજ્યાભિલાષા ઉત્પન્ન નથી થઈ; હજુ એમનું ધ્યાન વ્યાપાર પર જ ચોંટયું છે; હજુ એમના અમલદારોની રાજ્ય વધારવાની વૃત્તિ ઉપર ઈંગ્લાંડથી સખ્ત અંકુશ મુકાયા જાય છે; એમના રાજ્યનો વિસ્તાર હજુ બંગાળામાં જ થયેલો છે. મદ્રાસ તરફ હજુ માઇસોરનો પરાક્રમી સિપાઇ હૈદર અને તેનો પુત્ર એમને હંફાવી રહ્યા છે. મરાઠી સત્તાનો અસ્ત થવા માંડયો છે, પણ હજુ તેનું તેજ અંગ્રેજોને આંજી નાખે એટલું તો છે.

**સં. ૧૮૩૭ (ઈ. સ. ૧૭૮૧)માં ભારતવર્ષની રાજકીય સ્થિતિ**

પંજાબમાં શીખ સત્તાનો સ્થાપનાર પરાક્રમી રણજીતસિંહ થોડા માસનું બાળક હોઈ પારણામાં ઝુલે છે.

ગુજરાતમાં પોપાબાઇનું રાજ્ય ચાલી રહ્યું છે. ગુજરાતનો કોઇ માલિક રહ્યો નથી. પેશ્વા અને ગાયકવાડ વારાફરતી મરજીમાં આવે તેમ ગુજરાતનું લીલું ધન લુંટી જાય છે. કોળી, કાઠી અને ગરાસીયા દેશવાસીઓ પર જ ધાડ પાડી લુંટફાટ કરી રહ્યા છે.

હિન્દુસ્તાનની રાજકીય સ્થિતિ આ તરેહની છે. પણ આ સમય અનેક મહાપુરુષોના જન્મ માટે પણ પ્રસિદ્ધ છે. રણજીતનો જન્મ ગણાવ્યો. રાજા રામમોહનરાય પણ હજુ બે ત્રણ વર્ષનું બાળક છે. ગુજરાતમાં દયારામ બાર

**કેટલીક મહાન વ્યક્તિઓના જન્મ**

વર્ષનો કિશોર છે, ગિરધરના જન્મને હજુ પાંચ છ વર્ષની વાર છે, પણ ધીરો યુવાવસ્થાએ પહોંચ્યો છે. નીરાંત પણ યુવાવસ્થામાં હશે, અને ભોજો પણ ચાબખા મારવાની શરૂઆતમાં છે. ગુજરાત, કાઠીયાવાડ તથા કચ્છમાં ભક્તોનો ખળભળાટ જાગી ઉઠેલો જણાય છે. ધીરો, રણછોડ, ભાલો વગેરે અનેક ભક્તરાજો પ્રભુના ગુણાનુવાદ ગાતા અને ગવડાવતા આ ભૂમિમાં ફરી રહ્યા છે. એ સર્વ સંપ્રદાયોથી અલ્પ સમયમાં અતિશય વધી જનાર ઉદ્ધવ સંપ્રદાયનો પાયો સ્વામિનારાયણના ગુરુ સ્વામી રામાનંદ, તેમની શિષ્યમંડળી સહ, નાખી રહ્યા છે. તેમના એક શિષ્ય ગોવિંદરામે આ જ વર્ષમાં (સં. ૧૮૩૭માં) કળિયુગના ધર્મનો ગરબો ગાઇ નીચે પ્રમાણે ભવિષ્ય ભાખ્યું છે:—

ગીતામાં અર્જુનને કીધું, કૃષ્ણ પ્રભુ શ્રીમુખજીરે,
અધર્મ કળિના વીંટયા માણસ મુજથી થાશે વિમુખરે,
કળિયુગ આવ્યોજીરે.

ત્યારે હું પૃથ્વીમાં પ્રગટીશ, ધર્મના સ્થાપન સારૂજીરે,
અધર્મ કળિનો નાશ કરીને, તારીશ જીવ હજારૂંરે,
કળિયુગ આવ્યોજીરે.

કરુણા કરીને કૃષ્ણ કળિમાં પ્રગટ થાશે સુખદાનજીરે,
હરિ હરિકૃષ્ણ નામે કે'વાશે, પુરુષોત્તમ ભગવાનરે,
કળિયુગ આવ્યોજીરે.

કામ, ક્રોધ, મદ, લોભના ત્યાગી, સાધુ કરશે અપારજીરે,
ધર્મ, જ્ઞાન, વૈરાગ્યે સૌની ભક્તિ કરશે વિસ્તારરે,
કળિયુગ આવ્યોજીરે.
(કડી ૫૬થી ૫૯)

ટુંકામાં કહીયે તો આ સમયમાં ગુજરાતમાં ધાર્મિક જાગૃતિનાં ચિહ્નો દેખાઇ આવે છે. આમ એક જ સમયે અનેક ભગવદ્ભક્તોનો ઉદ્ભવ થવો, અનેક મત-પન્થોનો ફેલાવો થવો એ એક અસાધારણ ઘટના છે; અને સહજ પ્રશ્ન ઉઠે છે કે એનું કારણ શું હશે? આ સમયનો અને કિંચિત્ તેની પૂર્વેનો ગુજરાતી સમાજ તપાસવાથી જ એનું કારણ સમજી શકાય.

ગુજરાતની રાજ્યસત્તા નિર્બળ હતી એ આપણે જોયું. એવી સ્થિતિમાં સાધારણ જનસમાજનું રક્ષણ પોતપોતાનાં કે ગામનાં મહાજનો જ કરી શકે. એટલે આ વખતમાં ગુજરાતનાં મહાજનો સર્વોપરિ સત્તા ભોગવતાં એમ

**ગુજરાતી સમાજ**

લાગે છે. આનો કાંઇક પુરાવો સ્વામિનારાયણ સંપ્રદાયના ગ્રંથોમાંથી તથા એ સંપ્રદાયના અનુયાયીઓ તરફની તેમની વર્તણુક પરથી મળી આવે છે. મહાજનો પોતાના ગામના અધિકારીઓને હંફાવી શકતાં એમાં કાંઇ શક નથી.

પણ જેમ મહાજનો રાજા પર અધિકાર ચલાવતાં, તેમ તે પોતે ધર્માચાર્યોના સંપૂર્ણ અંકુશ તળે હતાં. જે સમાજના

આગેવાનોને આત્મરક્ષણ માટે નિરંતર ડોળા ફાડી તપાસતાં રહેવું પડે, તે આગેવાનો સ્વાભાવિક રીતે જ 'જુનું એટલું સોનું' ના પક્ષમાં રહેવાના; એ કોઇપણ જાતનો ફેરફાર અસહ્ય ગણવાના. એટલે આ સમય પ્રાગતિકોનો ન હતો; ધરરખુપણું (conservatism) એ આ સમયનું ખાસ લક્ષણ કહી શકાય. ધરરખુપણાની એક ખાસીયત એવી છે કે જેમાં મમત્વ બંધાયું તેના દોષો તરફ આંખમીંચામણાં કરવાની વૃત્તિ રહે, એટલું જ નહિ પણ એ ગુણ તપાસી એને સંઘરી રાખવાની વૃત્તિ થાય; અથવા એ દોષોને લીધે રખેને મમત્વના વિષયની કિંમત ઘટી જાય, એ ધાસ્તીથી એનું કૃત્રિમપણે મૂલ્ય વધારવાનો પ્રયત્ન થયા કરે.

આ વખતનાં મહાજનોનું મમત્વ મુખ્યત્વે કરીને વલ્લભ સંપ્રદાય કે જૈનમતમાં હતું, અને એ બન્ને ધર્મપન્થો બહુ અધોગતિએ પહોંચેલા હતા. ધર્મને નામે અનીતિ ચાલતી અથવા અનીતિ જ ધર્મરૂપ થઈ ગઇ હતી. ઘણા લાંબા વખતથી એ પન્થોમાં સડો પેસતો હતો એમ અખો વગેરે સાક્ષી પુરે છે. એટલે એ સડાનું વિસ્તારથી વર્ણન નહિ કરીયે.

આ તો બે મુખ્ય પન્થો કહ્યા. આ સિવાય ગુજરાતમાં બીજા અનેક પન્થો ચાલી રહ્યા હતા. કબીરપન્થી, કુડાપન્થી કૌલ, શાક્ત, વામમાર્ગી, શુષ્કવેદાંતી વગેરે નામો વિશેષ જાણીતાં છે. વેરાગીઓનાં જુદાં જુદાં નામો પણ અનેક પન્થોનો પ્રચાર બતાવે છે. બ્રહ્માનંદ સ્વામી વર્ણન કરે છે કે,

કોઉક શીશ જટા નખ દીરઘ, ડોલત અંગ બાઘંબર ધારે,
કેશ લુંચા અરુ કાનફટા કોઉ, ઘંટ બજાવત જંગમ ન્યારે;
કોઉક વીર કે વાદુ કહાવત, કોઉક દાદુ હી દાદુ પુકારે,
... ... ... ... ... ... ... ... ...
ન્યાસી અરુ વનવાસી કહે ગુરુ, ઔર ઉદાસી ગુરુ મુખ ગાવે.
(બ્રહ્મવિલાસ)

એ વેરાગીઓમાં નરસિંહ, શિવ, ભૈરવ, કાલી, હનુમાન વગેરે અનેક દેવતાઓની ઉપાસના ચાલતી. વેરાગીઓનું જોર પણ ઘણું હતું. એ સર્વ શસ્ત્ર રાખતા અને મોટાં મોટાં ટોળાંમાં ફરતા. એમની સવારીનો ઠાઠ રાજાઓને આંજે એવો રહેતો. એ લોકોના ધર્મીય બળમાં શસ્ત્રબળનો ઉમેરો થતો. એમની સવારી જે ગામમાં જાય ત્યાં શાપની બીતિ દાખવી આધિદૈવિક ત્રાસ, શસ્ત્રથી આધિભૌતિક ત્રાસ અને ભોજન તથા ધનની ઉઘરાણીથી આધ્યાત્મિક (માનસિક) ત્રાસ આપી ત્રણે તાપનો અનુભવ કરાવી શકતા.

આ સિવાય વહેમનો ભંડાર પણ કાંઇ ઓછો ન હતો. ભાગ્યે કોઈ કુટુંબ એવું હશે કે જેના ઘરનું કોઇ મનુષ્ય—સાધારણ રીતે બીજન—ભૂતયોનિને પ્રાપ્ત થયું ન હોય; ભાગ્યે કોઇ પોળ એવી હશે કે જેમાંનું એકાદ ઘર ભૂતશાળા તરીકે પ્રસિદ્ધિને ન પામ્યું હોય. ગુજરાત મૂળથી જ અહિંસાધર્મી ગણાય છે, પણ આ સમયમાં ગુજરાતમાં કાળી, અંબા, શીતળા, મહામારી, બળીયાકાકા, ભૈરવ, વીર વગેરેના સાન્ત્વનાર્થે એટલી જીવહિંસા થતી કે સ્વામિનારાયણને એ

રૂઢિ સામે હજારો રૂપીયાને ખરચે લડત ચલાવવી પડેલી, પોતાના જીવને અને સ્વતંત્રતાને જોખમમાં નાખવાં પડેલાં અને શાસ્ત્રાર્થો કરવા પડેલા.

ગુજરાતની રાજકીય અને સામાજિક સ્થિતિનું તે સમયનું ચિત્ર મને આવું ભાસે છે. પરંતુ આવી સ્થિતિમાં જ ઉન્નતિનાં બીજ રહેલાં હોય છે. દડાની ઉપર ચઢવાની ગતિમાં જ નીચે પડવાનું જોર સમાય છે. ઘડીયાળના લોલકના એક બાજુના ઝોકમાં જ બીજી બાજુનો ઝોક રહેલો છે. ઘણી વાર આપણે કોઈ સમાજનું ખરાબ ચિત્ર જોઈયે છીયે ત્યારે તે બહુધા સમાજના આગેવાનોને જોઈને જ આલેખાયેલું હોય છે. સમાજનો મધ્યમ વર્ગ તો ઘણીખરી વાર સમતોલ જાળવી રહેલો હોય છે. આગેવાનોના થોડા છાંટા એમને ઉડયા હોય છે ખરા, પણ એ વર્ગ ઘણુંખરૂં પ્રગતિવાદી, નીતિપ્રેમી, નિષ્પક્ષ-પાતી અને સત્યશોધક હોય છે. જ્યાં એ સત્ય, શુદ્ધ નીત જુએ છે ત્યાં તેને વધાવી લેવા નિરંતર તૈયાર હોય છે. જ્યાં સુધી પોતાના હિતાહિતનું એ વર્ગને જ્ઞાન થયું નથી હોતું ત્યાં સુધી એ સમાજના આગેવાનોની પાછળ ઘસડાય છે; પણ પોતાનું હિત ક્યાં છે એની એને જ્યારે પ્રતીતિ થાય છે ત્યારે તે હિત સાધવા અને તેને માટે જે ભોગ આપવો પડે તે ભોગ આપવા પણ એ તતપર થઇ જાય છે. શંકરાચાર્ય અને માર્ટિન લ્યૂથરના દિગ્વિજયો એ જ નિયમથી સમજાવી શકાય. આગેવાનો તો ઘણા કહેવાય છે, પણ ઘણાખરા આગેવાનો તો કેવળ સમાજને અનુસરીને ચાલનારા, સમાજનો બોલ

ઝીલનારા જ હોય છે. સમાજને દોરનાર આગેવાન વિરલ હોય છે. જ્યારે એવા આગેવાનો પાકે છે ત્યારે કહેવાતા આગેવાનો સિવાયનો બાકીનો સમાજ એને ઘણુંખરું નમી દે છે. ગુજરાતમાં પણ આ સમયમાં જ અનેક ભગવદ્-ભક્તોનો ઉદ્ભવ થવો, ગુજરાતની બહારથી પણ અનેક ભક્તોએ ત્યાં આવી વસવાટ કરવો, * એ બતાવે છે કે ગુજરાત-નો એ મધ્યમવર્ગ પોતાનું સમતોલ જાળવી રહ્યો હતો; પોતાની આંખો ઉઘાડી રાખી બેઠેલો હતો.

**૫૦ વર્ષ પછીની સ્થિતિ**

સહજાનંદ સ્વામીના જન્મ સમયનું ચિત્ર જોઈ એમના દેહોત્સર્ગ સમયનું ચિત્ર પણ તપાસવું ઠીક પડશે. સહજાનંદ સ્વામીનો પૃથ્વી પર નિવાસ માત્ર ૪૯ વરસ એટલે સંવત ૧૮૮૬ (ઈ. સ. ૧૮૩૦) સુધી હતો. ઈ. સ. ૧૮૩૦ સુધીમાં તો ભારતવર્ષની રાજકીય સ્થિતિ પલટાઈ જ ગઈ હતી. મરાઠી સત્તાનો અંત આવી ગયો હતો. આખા હિંદુસ્તાનમાં બે જ સત્તા સ્વતંત્ર અને બળવાન રહી હતી. એક અંગ્રેજોની અને બીજી શીખોની. સિંધીયા, હોલ્કર, ગાયકવાડ, નિઝામ, માઈસોર વગેરે સર્વે રાજ્યો અંગ્રેજો જોડે સંધિથી જોડાયાં હતાં, અને કેટલેક અંશે એમના તાબાનાં રાજ્યો જેવી સ્થિતિમાં અત્યારથી જ મુકાઈ ગયાં હતાં. રણજીતસિંહની ભવિષ્યવાણી

*સ્વામિનારાયણના સાધુઓમાંથી કેટલાક છેક પંજાબ, બુંદેલખંડ અને ઉત્તર હિંદુસ્તાનના હતા.

૧૯૫૯૦



ખરી પડવાનાં સર્વ ચિહ્નો જણાઇ ચુકયાં હતાં. જેમ કેટલાક રોગ શરૂઆતમાં તિલમાત્ર જેટલા હોઈ જોતજોતામાં આખા શરીરમાં વ્યાપી ઉઠે છે, તેમ બંગાળના એક ભાગમાં પડેલું રક્તબિંદુ જોતજોતામાં આખા ભારતવર્ષમાં પ્રસરી ગયું હતું. ગુજરાત–કાઠીયાવાડમાં બાહ્ય શાન્તિ પથરાઇ ગઈ હતી, અને લાંબી અશાંતિથી કંટાળેલા એ પ્રાંતે એ શાંતિસ્થાપક રાજ્ય-કર્તાને વધાવી લીધો હતો એમાં જરાયે શંકા નથી. 'ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર' એ વાક્યો ખુશામદનાં નથી, પણ ગુજરાતની તે વખતની ખરી લાગણી દર્શાવે છે. રાજ્યપ્રાપ્તિની અનિચ્છા દર્શાવનાર પ્રજા એક સામ્રાજ્ય સ્થાપી રહી હતી, એટલું જ નહિ પણ હિંદુ ધર્મ અને સમાજમાં પણ હાથ નાખવાની હિંમત આવે એટલું બળ એણે મેળવ્યું હતું. આપણી સમક્ષ છેલ્લાં ચાર પાંચ વર્ષમાં જે મહાન ક્રાંતિઓ થઇ ગઈ અને હજુ થતી જાય છે, તેના સાક્ષી રહેવાનું જો આપણું ભાગ્ય ન હત, તો મનુષ્યના જીવનથીયે ઓછા અવાધમાં થયેલા ભારતવર્ષમાંના આ ફેરફારો આપણને અદ્‌ભુત લાગ્યા વિના રહેત નહિ.

આટલી પ્રસ્તાવના કર્યા બાદ હવે આપણે સ્વામિનારાયણ સંપ્રદાયનો ઇતિહાસ તપાસીયે.

---

# ગુરુપરંપરા

ઉદ્ધવ સંપ્રદાય

જેને લોકો સ્વામિનારાયણ સંપ્રદાયને નામે ઓળખે છે તેને સંપ્રદાયના અનુયાયીઓ ઉદ્ધવ સંપ્રદાયને નામે ઓળખાવે છે. સંપ્રદાય તરફથી બહાર પડતાં પુસ્તકો ઉપર "ઉદ્ધવ સંપ્રદાયના હરિજનો સારૂ" એવા શબ્દો છાપેલા દેખાશે. આનું કારણ જાણવા માટે નીચેની પૌરાણિક કથાનો આશ્રય લેવામાં આવે છે.

બે સાંપ્રદાયિક કથાઓ

શ્રીમદ્ ભાગવતમાં કથા છે કે શ્રીકૃષ્ણે સ્વધામમાં પધારવા તૈયારી કરી ત્યારે તેમણે પોતાનું સર્વ જ્ઞાન ઉદ્ધવને આપ્યું અને એને બદરીકાશ્રમમાં જવાની આજ્ઞા કરી.

બીજી એક કથા છે કે એક સમયે સર્વ ઋષિઓ નર-નારાયણનાં દર્શન કરવાને બદરીકાશ્રમમાં ગયા હતા. તે જ

વખતે નરનારાયણનાં માતા પિતા—ધર્મ તથા મૂર્તિ—પણ ત્યાં આવી ચડયાં. સર્વે મુનિઓની સભા ઋષિ-પ્રભુની સમક્ષ ભરાઈ હતી અને ભારતવર્ષમાં પ્રવર્તેલા કળિયુગનું વર્ણન મુનિઓ ભગવાન નારાયણને સંભળાવી રહ્યા હતા તથા નારાયણ મુનિનાં વચનો સાંભળી રહ્યા હતા. શ્રવણભક્તિમાં સર્વે એટલા તલ્લીન થઇ ગયા હતા કે શાપપ્રવીણ દુર્વાસા ત્યાં આવી પહોંચ્યા તેનું કોઇને ભાન રહ્યું નહિ; અર્થાત્ દુર્વાસા મુનિનો યોગ્ય સત્કાર થયો નહિ. તે ઉપરથી અતિ કોપાયમાન થઈ દુર્વાસાએ સર્વ સભાને શાપ દીધો કે પોતાના તપનું અભિમાન ધરી મારૂં અપમાન કરનાર તમે સર્વે ભારતવર્ષમાં જન્મ પામો અને ત્યાં કળિયુગને લીધે બળવાન થયેલા અસુરોને હાથે અપમાન તથા દુઃખને પ્રાપ્ત કરો. આવાં શાપ-વચનો સાંભળી મુનિઓ ભડકી ઉઠયા. ધર્મદેવે ધૈર્ય ધારી દુર્વાસા ઋષિને સમજાવી શાંત પાડયા, ત્યારે દુર્વાસાએ એટલો અનુગ્રહ કર્યો કે આ નારાયણ ઋષિ તમારા પુત્ર થઇ તમને સર્વને પોતાના આશ્રિત કરી મારા શાપથી મુકાવશે. આટલું બોલી દુર્વાસા પાછા ચાલ્યા ગયા. ભારતવર્ષમાં જન્મ લઈ સદ્ધર્મનું પાછું સ્થાપન કરવા ઇચ્છતા એવા નારાયણ મુનિની પ્રેરણાથી જ દુર્વાસાનું આગમન અને શાપ થયાં હતાં એમ નારાયણદેવે સમજાવ્યું અને સર્વેને શાંત પાડી યોગ્ય અવસરે આર્યાવર્તમાં જન્મ લેવા આજ્ઞા કરી. *

ઉદ્ધવ પણ આ શાપના ઝપાટામાં સપડાઈ ગયા હતા.

---

*પાછળ 'પૌરાણિક કથા' ઉપર નોંધ જુઓ.

## સહજાનંદ સ્વામી

હિંદુ સમાજે માન્ય કરેલા અવતારોનાં જીવનનું પૃથક્કરણ કરતાં જોઇ શકાશે કે એમાંના કેટલાક રાજકીય પરિવર્તન કરવા માટે થયા છે અને કેટલાક કેવળ ધાર્મિક પરિવર્તન માટે છે. કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ અને કૃષ્ણ એ અવતારોનું મુખ્ય કાર્ય રાજકીય ક્ષેત્રમાં થયું છે. રામ અને કૃષ્ણ વડે ધર્મની સ્થાપના પણ થઇ, પણ એ સ્થાપના ઘણે ભાગે એમના સ્વલોકગમન પછી જ થઇ છે. ઋષભદેવ, બુદ્ધ, દત્તાત્રેય, કપિલ વગેરે અવતારો આથી ભિન્ન પ્રકારના છે. જોકે ઋષભદેવ અને બુદ્ધ રાજકુમારો હતા, છતાં એમાંથી એકે અવતારે રાજપ્રકરણી કાર્ય સાધ્યું નથી. બાહ્ય અસુરનો નાશ કરવા એ અવતારો ઉત્પન્ન થયા ન હતા; પણ એ અવતારો કેવળ સદ્‌ગુરુ રૂપે હોઇ, સાધુ માર્ગે સદ્ધર્મનું સ્થાપન એમણે કર્યું છે. સ્વામિનારાયણને પણ એમના અનુયાયીઓએ સદ્‌ગુરુ રૂપે એકાંતિક ધર્મના સ્થાપક અને અંતઃશત્રુઓના હણનારા પરમાત્મા માન્યા છે.

અસ્તુ. કથાનક પ્રમાણે આ સમયની સ્થિતિ ધાર્મિક ક્રાંતિ માટે તૈયાર થઇ રહી હતી, તેથી યોગ્ય અવસર જાણી ઉદ્ધવે ધાર્મિક ક્રાંતિનો પાયો નાખવા પ્રથમ જન્મ ધર્યો.

**સ્વામી રામાનંદ**

અયોધ્યામાં અજપ્રસાદ અને સુમતિ નામે સરવરિયા બ્રાહ્મણ દંપતીને ઘેર સંવત્ ૧૭૯૫ ની જન્માષ્ટમીને દિવસે એક પુત્રનો જન્મ થયો. આ પુત્રનું નામ રામશર્મા પાડ્યું. રામશર્મા બાળપણથી જ ભક્તિનિષ્ઠ હતા. બારેક વર્ષના થયા ત્યાં સુધી તેમણે ઘેર

અભ્યાસ કર્યો અને પછી વિશેષ અભ્યાસ કરવાની રુચિ જણાવી ઘેરથી નીકળી પડયા. નીકળ્યા તે નીકળ્યા જ; પાછા ઘેર ભેગા કદી થયા નહિ. તીર્થાટન એમનો ધંધો થઇ પડયો. શરૂઆતમાં તો તે મુમુક્ષુ થઇ ગુરુની શોધમાં નીકળ્યા. ફરતાં ફરતાં કાઠીયાવાડમાં આવ્યા. ત્યાં તળાજા ગામમાં કોઇ કાશીરામ શાસ્ત્રીને ત્યાં સંસ્કૃત ગ્રંથોનો મોટો સંગ્રહ હતો. સ્વામી રામાનંદે એને ત્યાં રહી એ ગ્રંથોનું અવલોકન કર્યું. ત્યાંથી દ્વારિકાની યાત્રા કરી. ત્યાં એમણે સાંભળ્યું કે ગિરનાર પાસે ત્રંબા ગામમાં એક સ્વામી આત્માનંદ કરીને સંન્યાસી રહે છે તે ખરા સદ્‌ગુરુ છે. રામશર્મા ત્રંબા ગામ આવ્યા અને સ્વામી આત્માનંદના શિષ્ય થઇ રહ્યા. સ્વામી આત્માનંદને યોગ્ય ગુરુ જાણી રામશર્માએ એમની પાસે દીક્ષા લીધી અને રામાનંદ નામ ધાર્યું.

સ્વામી આત્માનંદ અદ્વૈતવાદી હતા અને નિરાકાર બ્રહ્મની ઉપાસના કરતા. એમના અનુગ્રહથી રામાનંદ સ્વામીને આત્મદર્શન થયું, પણ શાંતિ થઈ નહિ. રામાનંદ સ્વામીને શ્રીકૃષ્ણમાં દૃઢ નિષ્ઠા હતી અને એમને પોતાના આત્મામાં સાક્ષાત શ્રીકૃષ્ણનું દર્શન કરવું હતું. એ કાર્ય સ્વામી આત્માનંદથી સરી શકે એમ નથી એમ એમને લાગ્યું, અને તેથી તેમણે આત્માનંદજીનો ત્યાગ કર્યો અને વળી ગુરુની શોધમાં ચાલ્યા.

ચાલતાં ચાલતાં તે દક્ષિણમાં રામાનુજની જન્મભૂમિમાં આવ્યા. તોતાદ્રિમાં જઇ એમણે રામાનુજની ભક્તિ આરંભી.

રામાનુજાચાર્યે અનુગ્રહ કરી એમને સ્વપ્નમાં દર્શન દીધું અને વૈષ્ણવી દીક્ષા આપી તથા શ્રીકૃષ્ણનું દર્શન થાય એવું સાધન બતાવ્યું. એ રીત પ્રમાણે આરાધના કરવાથી સ્વામીને કૃષ્ણ-દર્શનનો લાભ પ્રાપ્ત થયો. જે સત્ય પોતાને પ્રાપ્ત થયું હતું તે બીજાને આપવાની રામાનુજાચાર્યે એમને આજ્ઞા કરી હતી. તે પ્રમાણે હવેથી સ્વામી રામાનંદે ઉપદેશ દેવાનું આરંભ્યું. દક્ષિણથી ઉપડી છેક ઉત્તરમાં કૃષ્ણજન્મભૂમિની યાત્રા કરી ત્યાં પોતાના ઇષ્ટ દેવની આરાધના કરી. શ્રીકૃષ્ણે એમને દર્શન દઇ, પોતે જલદીથી પ્રકટ થઇ એમને મળશે એવું વચન કહ્યું. પોતાના ઇષ્ટદેવનો થનારો પ્રાદુર્ભાવ સાંભળી, હર્ષિત થઇ ગયેલા રામાનંદ સ્વામી ફરતા ફરતા પાછા કાઠીયાવાડમાં આવ્યા અને પોતાના આગલા ગુરુ આત્માનંદ સ્વામીને મળ્યા. આત્માનંદજી સાથે ખૂબ ચર્ચા થઇ, અને પરિણામે એ પણ પોતાના શિષ્યના મતના થયા. * થોડોક

* આ પ્રમાણે અત્યાર સુધીના સાંપ્રદાયિક પુસ્તકો તથા એક વચનામૃતમાં વિધાન છે. પણ હાલમાં શ્રી. માધવલાલ હલસુખરામ કોઠારીએ બહાર પાડેલા 'શ્રીજીની પ્રસાદીના પત્રો' માં આત્માનંદજીનો સ્વામી રામાનંદે ત્યાગ કર્યો એ વાતને આધાર નથી મળતો. એમાં ગુરુપરંપરા આ પ્રમાણે આપી છેઃ ગોપાળાનંદ બ્રહ્મચારી—આત્માનંદ—રામાનંદ—સહજાનંદ સ્વામી. સહજાનંદ સ્વામીએ સ્વામી રામાનંદની દીક્ષા લીધી તે પહેલાં દ્રાવડ દેશમાં તોતાદ્રિના જીયરસ્વામી ત્રિદંડીને ગુરુ કર્યા હતા. (પત્ર પાંચમો) પણ એમની પાસે પૂર્ણ સમાધાન પ્રાપ્ત ન થવાથી રામાનંદ સ્વામીને આવી મળ્યા. સ્વામી રામાનંદજી ભક્તિયુક્ત અદ્વૈતમાર્ગી હોય એમ મને લાગે

કાળ ગયા પછી સ્વામી આત્માનંદનું અવસાન થયું, અને એમના સર્વે શિષ્યોએ સ્વામી રામાનંદનું ગુરુત્વ સ્વીકાર્યું. એ શિષ્યોમાં હરબાઇ અને વાલબાઇ નામે બે સ્ત્રીઓ જેનો ઉલ્લેખ આગળ ઉપર આવશે, તે પણ હતી.

હવે પછી સ્વામી રામાનંદ કચ્છ તથા કાઠીયાવાડમાં ઈશ્વરાવતાર થવાનો સંદેશો સંભળાવતા ફરવા લાગ્યા. અનેક જનો એમના અનુયાયી થવા લાગ્યા. રણછોડ, લાલો, ભોજો, નીરાંત વગેરે ભક્તોનાં મંડળોમાં તો એ એકલા જ પોતપોતાના જૂથમાં અસાધારણ વ્યક્તિ લેખાતા. પણ રામાનંદ સ્વામીનું મંડળ તો ભક્તોની શાળા જ થઇ રહ્યું. એમાંના બે—સ્વામી મુક્તાનંદ અને લાલજી સુતાર (પાછળથી નિષ્કુળાનંદ સ્વામી) તો આખા ગુજરાતમાં પ્રસિદ્ધ થયા છે. જે નટનું આગમન સૂચવવા માટે પોતે ડુગડુગી બજાવે છે એમ તે કહેતા હતા, તેના આવવાની વાટ જોતા, એ અને એમના સર્વે શિષ્યો શ્રીકૃષ્ણભજનમાં તલ્લીન થઇ આનંદમાં દિવસ ગાળતા હતા.

હવે આપણે એ મહાન ખેલાડીનું જીવન હાથ ધરીયે.

---

છે. સહજાનંદ સ્વામીએ તોતાદ્રિમાં કરેલા પહેલા ગુરુને પાછળથી સ્વામી રામાનંદના બીજા ગુરુ ઠરાવી દેવામાં આવ્યા છે, એમ લાગે છે. એનું કારણ એમ જણાય છે કે સહજાનંદ સ્વામીએ વિશિષ્ટાદ્વૈત મત ઉઘાડે સ્વીકાર્યો છે, અને તે મત જીયર સ્વામીનો હશે. (પત્ર ૫૧મા માટે પાછળ નોંધ જુઓ.)

# ઘનશ્યામ

લખનૌથી ચંપારણ્ય તરફ જતી ગાડી પર 'છપૈયા સ્વામિનારાયણ' નામે એક નાનકડું સ્ટેશન આવે છે. અયોધ્યાથી એ સાતેક ગાઉ થાય છે. એ ગામમાં હરિપ્રસાદ પાંડે નામે એક સરવરીયા બ્રાહ્મણ તેની પત્ની પ્રેમવતીની સાથે રહેતા હતા. તેઓ દંપતી શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ કરતાં હતાં અને સદાચરણથી રહેતાં હતાં. કહો કે ધર્મ અને ભક્તિના સાક્ષાત અવતાર જ હતાં. સ્વામિનારાયણના જન્મ પહેલાં તેમની આર્થિક સ્થિતિ બહુ જ દુર્બળ હતી, અને કોઈક દુષ્ટ લોકો એમને ત્રાસ આપી પજવતા એમ પણ જણાય છે. આથી પોતાના જ્યેષ્ઠ પુત્ર રામપ્રતાપને એના મામાને સોંપી, એ બન્ને જણાં તીર્થયાત્રાએ નીકળ્યાં. ગોકુળ–વૃંદાવન જઈ ત્યાં

**સહજાનંદ સ્વામી-નાં માતાપિતા**

એમણે શ્રીકૃષ્ણની આરાધના કરી. શ્રીકૃષ્ણે એમને ઘેર અવતરવાનું વરદાન આપ્યું. ત્યાંથી આગળ જતાં જે વાત બની તે અતિશય અદ્‌ભુત છે. સંપ્રદાયના સર્વે ગ્રંથોમાં એ વાત લખાયેલી છે, અને એ સર્વે ગ્રંથો સ્વામિનારાયણના સમયમાં જ અથવા ત્યાર પછી દશ વર્ષની અંદર લખાયેલા હોવાથી વિશેષ ચમત્કારિક છે. વાર્તા આ પ્રમાણે છેઃ આગળ જતાં ધર્મ–ભક્તિ એક અરણ્યમાં ભુલાં પડ્યાં. ત્યાં તેમને દ્રોણપુત્ર ચિરંજીવી અશ્વત્થામા મળ્યો. શ્રીકૃષ્ણ પ્રગટ થશે એમ ધર્મદેવ પાસેથી સાંભળી તેણે કહ્યું કેઃ

**અશ્વત્થામાનો શાપ**

માટે હું પણ છઉં અશ્વત્થામા રે, દઉં છું શાપ સુણો નર વામા રે;
જેહ પુત્ર થાય તમારો રે, કહું શસ્ત્રને કેદી મ ધારો રે.
શસ્ત્ર વિના શત્રુ કેમ મરશે રે, મારા શાપે શસ્ત્ર ન ધરશે રે;
એમ કરતાં શસ્ત્ર લેશે હાથ રે, તો જીતશે નહિ વેરી સાથ રે.

(ભક્તચિંતામણી, અ. ૧૫, ૫૧—૫૨.)

આ શાપ સાંભળી ધર્મ ઉદાસ થઇ ગયા અને એમણે પોતાના કુળદેવ હનુમાનની સ્તુતિ કરી. તે ઉપરથી હનુમાને પ્રગટ થઈ નીચે પ્રમાણે આશ્વાસન આપ્યુંઃ

કૃષ્ણ થશે બહુ બુદ્ધિવંત રે, કરશે બુદ્ધિએ દૈત્યનો અંત રે;
એને નહિ પડે શસ્ત્રનું કામ રે, કળે ટાળશે દૈત્યનું ઠામ રે.

(ભ.ચિં. અ. ૧૬, ૭.)

હથીયાર સંબંધી કાયદાથી આખા હિંદુસ્તાન પર પાછળથી પડેલા શાપની આમાં કેવી વિસ્મયકારક આગાહી છે!

તીર્થોમાં ફરી આવી ધર્મદેવ પાછા છપૈયામાં આવી વસ્યા. ત્યાં સંવત ૧૮૩૭ની રામનવમીને

જન્મ

દિને રાત્રે દસ વાગે ઉદ્ધવ સંપ્રદાયીઓના ઇષ્ટદેવનો જન્મ થયો. જે જગ્યાએ એમનો જન્મ થયો ત્યાં એક સુંદર મંદિર બંધાવી બાલઘનશ્યામની શ્વેત આરસપહાણની મૂર્તિ સ્થાપવામાં આવી છે. સહજાનંદ સ્વામીનું કૌટુંબિક નામ ઘનશ્યામ હતું, એટલે આપણે એને હાલ ઘનશ્યામ નામે જ ઓળખશું.

ઘનશ્યામનો બાલ્યકાળ નિર્વિઘ્ને પાર પડ્યો નહોતો. સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે ઉત્તમ ગણાતાં સર્વે ચિહ્નો ઘનશ્યામમાં દૃષ્ટિગોચર થતાં હતાં. એમનાં બેઉ ચરણમાં સળંગ ઉર્ધ્વરેખા હતી. મંદિરોમાં એમનાં ચરણની છાપોનો જે સંગ્રહ છે તેમાંથી સ્પષ્ટ ઉઠેલી છાપોમાં એ સારી રીતે જોઇ શકાય છે. ઉર્ધ્વરેખા એ મહાભાગ્યની નિશાની ગણાય છે. એ ચિહ્નધારી હજારો મનુષ્યોનો નિયંતા થાય એમ મનાય છે. છપૈયાની સમીપમાં કોઈ કાલીદત્ત નામે શક્તિનો ઉપાસક રહેતો હતો. એમ લખાયું છે કે કાલીદત્તે ઘનશ્યામની છઠ્ઠીને દિવસે જ એમનો ભોગ આપવા એમનું હરણ કરાવ્યું હતું, પણ છેવટે પકડાઇ ગયો હતો. ત્યાર પછી ઘનશ્યામ અઢી વર્ષના થયા ત્યારે એમના ચૌલ સંસ્કારને દિવસે પણ એ કાલીદત્તે કાંઇક અભિચાર કર્યો હતો, પણ એમાંથી એનું પોતાનું જ મૃત્યુ નીપજ્યું હતું.

આ બનાવ પછી ધર્મ—ભક્ત છપૈયા છોડી અયોધ્યા રહેવા ગયાં. અયોધ્યામાં એમની આર્થિક સ્થિતિ પણ સુધરી. યોગ્ય કાળે ઘનશ્યામનો

**બાલ્યાવસ્થા**

ઉપવીતસંસ્કાર થયો અને એમણે સંસ્કૃતનો અભ્યાસ પોતાના પિતા પાસે કરવા માંડ્યો. બાળપણથી ઘનશ્યામને તપનો 'ઇસ્ક' હતો. વ્રતનિયમો કરવાં, દેવદર્શને જવું, કથા સાંભળવી એ ઉપર અત્યંત શ્રદ્ધા હતી. તે સાથે એમના વડીલ બંધુએ લખાવેલી વાતોમાંથી એમ પણ જણાય છે કે ઘનશ્યામ નાનપણમાં અખાડામાં જતા, ખૂબ કસરત કરતા અને એમનાથી મોટી વયના છોકરાઓને પણ કુસ્તીમાં હરાવતા. ઘનશ્યામને તપ અને વૈરાગ્ય જ પ્રિય છે એવી છાપ એમના પિતા ઉપર ચોક્કસ પડી હશે એમાં કાંઈ સંશય નથી. ઘનશ્યામથી નાના એક ઇચ્છારામ નામના ભાઈ હતા. ધર્મદેવે પોતાના જીવતાં જ રામપ્રતાપનું લગ્ન અને ઇચ્છારામનું વેશવાળ કરી રાખ્યાં હતાં, પણ ઘનસ્યામ વિષે એમણે પોતાના અંત સમયે પોતાના બીજા બે પુત્રોને ભલામણ કરતાં કહ્યું હતું કે એની સંભાળ રાખજો. એ ઘર માંડશે નહિ, ભૂખ્યો હશે તો એ ખાવાનું માગશે નહિ.

ભક્તિ અને ધર્મ બન્નેનો ઘનશ્યામની અગિયાર વર્ષની વયે છ મહિનામાં અક્ષરવાસ થયો. ત્યાર પછી ઘનસ્યામની સંભાળ તેની ભાભી સુવાસિની રાખતાં.

**નિષ્ક્રમણ**

સુવાસિનીનો દીયર ઉપર અત્યંત પ્રેમ હતો. ઘનશ્યામ પણ એમનું હેત જીવનપર્યંત યાદ કરતા. જોખન પાંડે એટલે મોટાભાઈનો સ્વભાવ બહુ તીખો હતો. ધર્મદેવના

અવસાન પછી ત્રણેક માસે એક વાર ઘનશ્યામ વિષે કોઇ છોકરાઓએ મોટા ભાઇને ફરિયાદ કરી, તેથી ભાઇએ ઘનશ્યામને બહુ ઠપકો આપ્યો. ઘનશ્યામે તે વખતે એટલું જ કહ્યું કે હવે મારે વિષે તમને ફરીયાદ નહિ આવે.* રામપ્રતાપ ભાગ્યે જ તે વખતે એ વાક્યનો અર્થ સમજ્યા હશે. પણ બીજે દિવસે સવારે જુએ તો ઘનશ્યામ અદૃશ્ય! સરયુમાં, એમને રોજ જવાનાં મંદિરોમાં, અખાડાઓમાં અને એમના મિત્રોમાં શોધખોળ કરી, પણ ઘનશ્યામનો પત્તો લાગ્યો નહિ. સંવત ૧૮૪૯ની અષાડ સુદી દશમ, એ ઘનશ્યામ મહારાજનો **નિષ્ક્રમણ** દિવસ છે.

---

* 'હરિલીલામૃત'ને આધારે આ બીના લખી છે.

# નીલકંઠ

તપઃપ્રિય ઘનશ્યામને તો ઘેરથી છૂટવાનું નિમિત્ત જ જોઇતું હતું. આ પછીનાં સાત વર્ષ સુધી ઘનશ્યામ **નીલકંઠને** નામે ઓળખાયા હતા, એટલે હવે આપણે એને એ જ નામે બોલાવીશું. **નીલકંઠનો** વર્ણીવેષ આ પ્રમાણે વર્ણવ્યો છે:

**વિચરણ**

મુંજની મેખલાને આધારે બહિર્વાસે સહિત કૌપન પહેર્યું છે, શરીરે મૃગચર્મ ઓઢ્યું છે, એક હાથમાં પલાશનો દંડ પકડ્યો છે, બીજા હાથમાં માળા, કમંડળુ, ભિક્ષાપાત્ર ને જળગરણું એટલાં રાખ્યાં છે; ખભે યજ્ઞોપવીત શોભે છે અને તે ઉપર નિત્યપાઠ કરવાનો ગુટકો કપડામાં બાંધી લટકાવ્યો છે, કંઠમાં તુલસીની બેવડી માળા વિરાજે છે અને **શાલિગ્રામ** તથા **બાલમુકુંદનો** બટવો બાંધ્યો છે, લલાટમાં ચાંદલા સહિત ઉર્ધ્વપુંડ્ર તિલક કર્યું છે અને મસ્તક ઉપર જટા વધવા માંડી છે.

વર્ણીવેષ **નીલકંઠ સરયૂ** નદી ઉતરીને ઉત્તર દિશા તરફ ચાલ્યા અને કેટલેક દિવસે **હિમાલયમાં મુક્તનાથ** ક્ષેત્રમાં

પહોંચ્યા. ત્યાં એમણે સૂર્યનું તપ કર્યું. ત્યાંથી પાછા દક્ષિણ તરફ ઉતર્યા. ત્યાં એક વનમાં એમણે એક વડ તળે ગોપાળ નામના એક યોગીને બેઠેલા જોયા. ગોપાળ યોગીએ અષ્ટાંગ યોગ સિદ્ધ કર્યો હતો. નીલકંઠ એમની પાસે એક વર્ષ સુધી રહ્યા અને હઠયોગની સર્વ કળાઓ શીખ્યા. ગોપાળ પણ જાણે પોતાની વિદ્યા નીલકંઠને શીખવવા માટે જ જીવતા રહ્યા હોય એમ થયું. નીલકંઠનો અભ્યાસ પૂરો થયો અને ગોપાળ યોગીનું આયુષ્ય પણ પૂરું થયું. નીલકંઠે ગોપાળ યોગીની ઉત્તર-ક્રિયા કરી અને આગળ પાછું ઉત્તરમાં આદિવરાહ નામે તીર્થ તરફ પ્રયાણ કર્યું. ત્યાંથી નીલકંઠે બંગાળાનો રસ્તો લીધો. રસ્તામાં એક સીરપુર (?) કરીને ગામ આવ્યું. ત્યાંના અધિકારી સિદ્ધવલ્લભે નીલકંઠને ચાતુર્માસ રાખી તેમનો આદર-સત્કાર કર્યો. બંગાળામાં નીલકંઠને જે કાર્ય કરવું પડ્યું તે જંત્ર મંત્ર પરથી શ્રદ્ધા ઉઠાડવાનું. આ વખતે બંગાળામાં જ્યાં જુઓ ત્યાં મંત્રવાદીનું જોર જણાતું. કોઇએ કાલી વશ કરેલી, કોઇએ ભૈરવ, કોઇએ હનુમાન; કોઈ મૂઠ મારી શકે અને કોઇ સિદ્ધિ દેખાડી શકે. સીરપુરમાં અને આગળ ચાલતાં કામાક્ષી દેવીનું મંદિર છે તેની પાસેના એક ગામડામાં નીલકંઠને મંત્રવાદીઓ સાથે સારીપેઠે ટક્કર ઝીલવી પડી. બન્ને ઠેકાણે મંત્રવાદીઓએ નીલકંઠનો પરાભવ કરવા માટે પોતાના સર્વ અભિચાર કર્યા, પણ એમાં તેઓ નિષ્ફળ ગયા. સીરપુરમાં નીલકંઠનું સન્માન થવાને આ એક કારણ થયું. પણ આથી એ અન્ય વેરાગીઓને ઈર્ષાનું કારણ થઇ પડ્યા.

ત્યાંથી **નીલકંઠે જગન્નાથ પુરીનો** રસ્તો લીધો. રસ્તામાં **નવલખા** પર્વત (?), **બાલવા કુંડ, કપિલાશ્રમ** વગેરે તીર્થો પણ જોયાં.

**સહજાનંદ** સ્વામીની કોમળ વૃત્તિઓ * આ વખતે અત્યંત જોરથી વિકસી રહી હતી. લીલી ભાજીને પણ તોડતાં એમને કંપારી છુટતી. **જગન્નાથમાં** કેટલાક વેરાગીઓએ એમને તરવારની ધમકીની સાથે ભાજી તોડી લાવવા કહ્યું. પણ જે

અલ્પ જીવની ઉપરે પણ, રાખે દયા અતિ દિલ માંઇ;
પેખી પેખી ભરે પગલાં, રખે થાય અપરાધ કાંઇ.
સ્થાવર જંગમ જીવ જેહ, તેહ સર્વના સુખ દેણ;
પશુ પંખી પ્રાણધારી પર, કરે નહિ કરડાં નેણ. ૨૫. ૫-૬

... ... ... ...

સ્વામી મારા રહ્યા સઘળે, સર્વે સાક્ષી રૂપે સદાય,
એમ જાણી દલે ડરતા રહે, રખે કોયે મુજથી દુઃખાય. ૨૬. ૨
(ભક્તિનિધિ)

તેનાથી એ કામ કેમ થાય? આથી એમને વેરાગીઓનો ઘણો ત્રાસ સહન કરવો પડ્યો.

ત્યાં કેટલાક માસ રહી દક્ષિણનો રસ્તો લીધો. **શિવ-કાંચી, વિષ્ણુકાંચી, શ્રીરંગપુર, સેતુબંધ રામેશ્વર** વગેરે સર્વ તીર્થો ફર્યા. **સેતુબંધ રામેશ્વર** જતાં રસ્તામાં તેમને એક **સેવક-રામ** નામે સાધુ મળ્યો. **સેવકરામને** અતિસાર થયો હતો અને ઉઠવા બેસવાની પણ શકિત રહી ન હતી. સેવા કરનાર કોઇ નહિ તેથી તે રડવા લાગ્યો. **નીલકંઠને** એની દુર્દશા જોઇ દયા આવી. **એક** વડના વૃક્ષ તળે કેળની પથારી કરી, ત્યાં

* 'કોમળ વૃત્તિ' પર પાછળ નોંધ જુઓ.

સેવકરામને રાખ્યો અને બે મહિના સુધી એની ચાકરી કરી. સેવકરામ પાસે એક હજાર રૂપીયાની સોનામહોર હતી. તેમાંથી તે ખાંડ, સાકર, ઘી અને અન્ન મંગાવી ખાતો, અને એક શેર ઘી જમીને પચાવે એવો બળવાન થયો. નીલકંઠ પોતાને માટે વસ્તીમાંથી અન્ન માગી લાવતા અને જમતા. ભિક્ષા ન મળે તે દિવસ ઉપવાસ કરવો પડતો. આટલી સેવા કર્યા છતાં કોઈ દિવસ સેવકરામે એક પૈસાભાર અન્ન નીલકંઠને આપ્યું નહિ. સારા થયા પછી સેવકરામ પોતાનો મણ એકનો ભાર નીલકંઠ પાસે ઉપડાવતો. નીલકંઠની વૃત્તિ તો ભાર નામે એક રૂમાલ પણ રાખવાની નહિ, પણ સાધુ જાણી સેવકરામનો બોજો ઉઠાવતા. છેવટે એને કૃતઘ્ન જાણી નીલકંઠે તેનો ત્યાગ કર્યો. રામેશ્વરની યાત્રા કર્યા પછી નીલકંઠે પાછું પશ્ચિમ કિનારેથી ઉત્તર તરફ ચાલવા માંડયું. રસ્તામાં એમને પાંચ પાંચ દિવસના ઉપવાસ પડતા. સુંદરરાજ, ભૂતપુરી, પદ્મનાભ, સાક્ષીગોપાલ વગેરે દક્ષિણનાં સર્વ ક્ષેત્રો ફરી નીલકંઠ પંઢરપુર ગયા અને ત્યાં બે મહિના રહ્યા. ત્યાંથી નાસીક જઇ ગુજરાતનો માર્ગ લીધો, અને છેવટે કાઠીયાવાડમાં પ્રવેશ કર્યો. સંવત ૧૮૫૬ના શ્રાવણ વદી છઠને દિવસે

**મંગલ દિવસ**

નીલકંઠ માંગરોળ બંદરથી બે ત્રણ ગાઉ દૂર લોજ નામે ગામમાં આવી લાગ્યા, અને ગામ બહાર એક વાવમાં સ્નાન કરી પૂજા કરવા બેઠા. આ તિથિ સત્સંગીઓનો મંગલ દિવસ છે કારણ કે આ દિવસથી સ્વામિનારાયણના જીવનનો ત્રીજો કાળ શરૂ થાય છે. આ પછીનાં ત્રીસ વર્ષ સ્વામિનારાયણે ગુજરાત અને કાઠીયાવાડમાં જ ગાળ્યાં અને ઉદ્ધવ સંપ્રદાયની ધર્મધુરા વહી.

---

# દીક્ષા

લોજ એ સ્વામી રામાનંદનું એક મુખ્ય સ્થાન હતું. અહીં સ્વામી મુક્તાનંદ એમના કેટલાક શિષ્યો સહિત રહેતા હતા. જે વખતે નીલકંઠ બ્રહ્મચારી વાવ ઉપર બેઠા હતા તે વખતે મુક્તાનંદના હાથ તળેના એક સાધુ સુખાનંદ એ જ વાવ ઉપર સ્નાન કરવા આવ્યા. એમણે નીલકંઠને જોયા, અને જોતાં વાર કાંઇક અવર્ણ્ય સ્નેહની લાગણી અનુભવી. એમણે નીલકંઠને ક્યાંથી આવ્યા, ક્યાં જવું છે, માતાપિતા કોણ છે વગેરે પ્રશ્નો પૂછ્યા. નીલકંઠે બ્રહ્મપુરથી આવ્યો, બ્રહ્મપુર જવું છે, અને જે ત્યાં લઇ જાય તે જ ખરાં માબાપ છે એવો ઉત્તર આપ્યો. આવા ઉત્તરથી સુખાનંદને આનંદ થયો. એણે પ્રત્યુત્તર કર્યો કે મોક્ષની ઇચ્છા હોય તો સ્વામી રામાનંદને ગુરુ કરો; એમના એક શિષ્ય મુક્તાનંદ અહીં રહે છે તેની પાસે ચાલો; તમારા

દર્શનથી એમને પણ આનંદ થશે. નીલકંઠને સાત વર્ષની તીર્થયાત્રામાં આવા વિનયી સંત મળ્યા ન હતા. એમનું ચિત્ત પ્રસન્ન થયું અને સાત વર્ષે એમણે ગ્રામવાસ પાછો સ્વીકાર્યો.

આ સાત વર્ષની તપશ્ચર્યાથી નીલકંઠનો દેહ તદ્દન સુકાઇ ગયો હતો. પોતાના બાળપણની વાત કરતાં એમણે એકવાર કહ્યું છે કે, "મુને સ્વામી કાર્તિકની પેઠે એવો જ વિચાર ઉપનો જે મારે મારા શરીરમાં માતાનો ભાગ જે રુધિર અને માંસ તે રહેવા દેવું નથી; માટે ઘણેક પ્રયત્ને કરીને શરીરને એવું સુકવી નાખ્યું જે શરીરમાં કાંઇક વાગે તો પાણીનું ટીપું નીસરે પણ રુધિર તો નીસરે જ નહિ." (વચનામૃત કારિયાણી ૩) તે ઉપરાંત પરસેવા વાટે પણ ધાતુઓનો નાશ થઈ શકે છે એવું એમણે સાંભળેલું, ત્યારથી શરીરે પરસેવો જ ન વળે, એવા પ્રકારનાં આસનો સાધ્યાં હતાં, તેથી સ્વામી રામાનંદને આવળના પાટા બંધાવી પરસેવો છૂટવાનો ઉપાય યોજવો પડચો હતો.

અલ્પકાળમાં મુક્તાનંદ સ્વામી અને નીલકંઠ વચ્ચે અતિશય સ્નેહ બંધાયો. સ્વામી રામાનંદને મળવાને નીલકંઠ અધીરા થઇ ગયા હતા. એ સદ્ગુરુ તે વખતે કચ્છમાં હતા, તેથી નીલકંઠ ત્યાં જવાને તૈયાર થયા; પણ સ્વામી મુક્તાનંદે સ્વામી રામાનંદની આજ્ઞા મંગાવવા એક પત્ર લખી તેનો જવાબ આવે ત્યાં સુધી પોતાની પાસે જ રહેવા તાણ કરી. મુક્તાનંદ સ્વામી તથા નીલકંઠ બન્નેએ સ્વામી રામાનંદ ઉપર પત્ર લખ્યો. *

* જુઓ નોંધ; નીલકંઠનો સ્વામી રામાનંદજીને પત્ર.

એ પત્ર વાંચતાં જ એમાં નીલકંઠની ઇશ્વરપ્રાપ્તિ માટે વ્યાકુલતા, એણે કરેલી સાધના અને એનો ઉત્સાહ જોઈ સ્વામી રામાનંદે સભા વચ્ચે કહ્યું કે જેની હું વાટ જોતો હતો તે આવી પહોંચ્યા. તે વખતે લાલજી સુતાર (નિષ્કુળાનંદ સ્વામી) પાસે બેઠા હતા. તેણે સ્વામીને પૂછ્યું, 'એ નવા આવનાર સ્વામી રામદાસ (સંપ્રદાયના એક સાધુ) જેવા છે?' સ્વામીએ કહ્યું, 'રામદાસ તે શું? એથી બહુ મોટા.' લાલજીએ પૂછ્યું, 'ત્યારે મુક્તાનંદ સ્વામી જેવા?' સ્વામી કહે, 'એથી યે બહુ મોટા.' લાલજીએ પૂછ્યું, 'આપ જેવા?' સ્વામીએ કહ્યું, 'અમે પણ શું એમની આગળ? અમારાથી પણ બહુ મોટા.' સ્વામી નિર્ગુણદાસ લખે છે કે ઘણાં વર્ષ પછી નિષ્કુળાનંદ સ્વામીને જ્યારે આ વાતની ખાતરી થઇ ત્યારે એમણે આ વાત કહી બતાવી હતી અને બોલ્યા કે 'આજે એ વાત સમજાઇ.' *

સ્વામી રામાનંદે નીલકંઠને લોજમાં જ સ્વામી મુક્તાનંદની આજ્ઞામાં રહી, પોતે ત્યાં આવે ત્યાં સુધી સાધુઓને હઠયોગ શીખવવા લખ્યું અને કહેવડાવ્યું કે જો મોક્ષનો ખપ હોય તો થાંભલે બાથ ભીડીને પણ રહેવું પડે. સાથે સાથે લોકહિતાર્થે શરીરની સંભાળ લેવા પણ ભલામણ કરી.

બ્રાહ્મણે આવી સ્વામીનો કાગળ આપી સંદેશો કહ્યો. નીલકંઠ તુર્ત જ ઉઠયા અને થાંભલે બાથ ભીડી ઉભા રહ્યા, તે મુક્તાનંદ સ્વામીની આજ્ઞાથી બાથ છોડી.

---

* પાછળ રામાનંદ સ્વામીના ઉદ્‌ગાર ઉપર નોંધ જુઓ.

હવે મુક્તાનંદ સ્વામીની આજ્ઞામાં રહેવું એ નીલકંઠ વર્ણીનો નિયમ થઇ રહ્યો. છાણ ભેગું કરવાથી લઇને સર્વે કામો એ સ્વામીની આજ્ઞા પ્રમાણે બજાવતા.

**એમણે કરેલો પહેલો ફેરફાર**

કિન્તુ આ અરસામાં પણ એમણે પોતાનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કર્યું. અત્યાર સુધી રામાનંદ સ્વામીએ સ્ત્રી પુરુષોની સભાઓ જુદી કરવાની પ્રથા પાડી ન હતી. રામાનંદ સ્વામીના આશ્રમમાં મુક્તાનંદ સ્વામી રોજ કથા કરતા અને સ્ત્રી પુરુષો અને સાધુઓ સર્વે ભેળા બેસી સાંભળતા. ત્યાગીઓએ અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવું જોઇયે એવો નીલકંઠનો આગ્રહ હતો. અષ્ટાંગ બ્રહ્મચર્ય એટલે સામાન્ય બ્રહ્મચર્ય ઉપરાંત સ્ત્રી સાથે કે સ્ત્રીઓને સંભળાવવાના ઉદ્દેશથી વાત ન કરવી, સ્ત્રીને સંદેશો ન મોકલવો, એને અડકવું નહિ, એની સામે દૃષ્ટિ માંડી જોવું નહિ, દેવતા વિનાની અન્ય સ્ત્રીનાં ગુણકીર્તન ન કરવાં કે સાંભળવાં નહિ, તેવી સ્ત્રીની મૂર્તિ કે ચિત્રને પણ ન જોવાં કે ન અડકવું, અને સ્ત્રીને ન્હાવા ધોવાની જગ્યાએ ન્હાવા ધોવા જવું નહિ. નીલકંઠને સ્ત્રીપુરુષોની ભેળી સભા પસંદ પડી નહિ. એમણે સ્ત્રીપુરુષોને જુદાં બેસાડ્યાં; અને સ્ત્રીઓને એવી રીતે બેસાડી કે સંન્યાસીઓની દૃષ્ટિ સ્ત્રીઓ પર પડે નહિ અને કથાકાર પુરુષોમાં જ બેઠો હોય. પાછળથી દેવમંદિરો થતાં સ્ત્રીઓને દર્શન વગેરે કરવા માટે જુદો દરવાજો રાખવાની વ્યવસ્થા કરી અને મંદિરોમાં હોય ત્યાં સુધી સ્ત્રીપુરુષોએ એક બીજાને અડકવું નહિ એવી આજ્ઞા કરી.

સ્વામિનારાયણના આ નિયમ વિરુદ્ધ બહુ ટીકા થઇ છે. કહેવાય છે કે એમ વાડામાં રહી બ્રહ્મચર્ય પાળવું એમાં તે શું? સ્વામિનારાયણના વખતમાં પણ એક વેરાગીએ આવી એમને કહ્યું, 'સ્વામિનારાયણ, તમે બધું તો ઠીક કર્યું, પણ એક વાત બહુ ભુંડી કરી.' સ્વામિનારાયણે પૂછ્યું, 'કઇ વાત, બાવાજી?' વેરાગીએ કહ્યું, 'સ્ત્રીપુરુષોની સભા જુદી કરીને બ્રહ્મમાં ભેદ પાડયો એ.' સ્વામિનારાયણે કહ્યું, 'ભાઇ, એ તો વસ્તુ જ એવી છે કે ભેળાં થઇ જાય; એ તો અમે એક સૂગાળા આવ્યા છીયે, તે અમારી સૂગથી એમને જુદાં રાખી શકયા છીયે; તે અમારી સૂગ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી જુદાં રહેશે, પછી એક તો છે જ.'

આ ઉત્તરમાં આ પ્રથાનું કારણ સમાયું છે. યદ્યપિ વાડામાં રહી બ્રહ્મચર્ય પાળવામાં કૃત્રિમતા રહી છે, અને અંતે જતાં સદ્વિવેકની મદદ વિના કોઇ પણ કૃત્રિમ નિયમો બળવાન ચિત્તને વશ કરી શકતા નથી, છતાં મનની સાથે ઝગડનારને કૃત્રિમપણે રક્ષાના ઉપાયો યોજવા જ પડે છે. વાડામાં રોકાવું એ પણ કાંઇ સહેલું નથી. જે દિવસે સ્વામિનારાયણે બે સભા જુદી કરવા વિષે વાત કાઢી તે દિવસે મુકતાનંદ સ્વામીને પણ એ રુચી નહિ. એમણે નીલકંઠની વાતને અતિ વૈરાગ્ય-વાળી કહી ઉડાવી દીધી. મુકતાનંદ સ્વામી અતિશય ઉત્તમ વકતા હતા. એમની કથા સાંભળવા સ્ત્રીપુરુષો અતિ ઉત્સાહથી આવતાં. કવિ દલપતરામ કહે છે કે હિમગિરિમાંથી જેમ ગંગાનો પ્રવાહ નીકળે તેમ એમના મુખમાંથી કથા નીકળતી.

જેવું એમનું વક્તૃત્વ હતું, તેવું જ તેમનું રૂપ પણ હતું. કહે છે કે એમનું રૂપ એટલું બધું સુંદર હતું કે એને લીધે એ ચિત્તાકર્ષક ન થાય તે માટે એ પોતાનું આખું શરીર એવી રીતે ઢાંકતા કે માત્ર મ્હોડાનો થોડોક ભાગ જ દેખાય. આટલું છતાં નીલકંઠે એક યુક્તિ રચી. મુક્તાનંદ સ્વામીની કથા ચાલતી હતી તેમાં એમણે કહ્યું કે હું બીજી કથા કરવા ઇચ્છુ છું. જે પુરુષોને સાંભળવી હોય તે આવે. નીલકંઠ દૂર જઇ બેઠા અને કથા કરવા માંડી. મુક્તાનંદ સ્વામીનો ગંગા-પ્રવાહ છોડીને પણ એક પછી એક બધા પુરુષો નીલકંઠની સભામાં જઇ બેસી ગયા. મુક્તાનંદ સ્વામીના શિષ્યો પણ ત્યાં ગયા અને છેવટે મુક્તાનંદ સ્વામી સ્ત્રીઓ વચ્ચે એકલા રહ્યા. મુક્તાનંદ સ્વામી નીલકંઠનો પ્રભાવ ઓળખી ગયા અને પુસ્તક વીંટાળી દઈ બોલ્યા, 'હવે અમારી કથા પૂર્ણ થઈ. અમે પણ હવેથી નીલકંઠની કથા સાંભળવા જ બેસીશું.' ત્યારથી બે સભાની પ્રથા પડી ગઈ.

આ પ્રથાનું એક પરિણામ એ આવ્યું કે જ્યાં જ્યાં સ્વામિનારાયણનાં મંદિરો હોય ત્યાં ત્યાં સ્ત્રીઓ માટે પણ એક જુદું મંદિર કરવાનો રિવાજ પડ્યો. એ મંદિરમાં કોઇ ત્યાગી*

---

* ત્યાગી સ્ત્રીનો અર્થ ચતુર્થાશ્રમવાસિની સ્ત્રી જેવો કરવાનો નથી, પણ સાંસારિક જંજાળોને છોડીને ભગવત્પરાયણ જીવન ગાળવા ઈચ્છતી, વિધવાના ધર્મ પૂર્ણપણે પાળતી, બ્રહ્મચર્યને રાખતી સ્ત્રી એવો કરવાનો છે. શિક્ષાપત્રી પ્રમાણે વિધવાને પુરુષોને અડવાનો પણ નિષેધ છે. એમાં પોતાનાં સમીપ સંબંધી તથા ધાવણાં બાળકોને બાતલ રાખ્યાં છે, પણ ત્યાગી સ્ત્રીઓ પુરુષ માત્રનો સ્પર્શ વર્જિત ગણે છે.

પોતાનું પોત પ્રકાશ્યું. દેવને પહેરાવવાનાં પીતાંબર ઋ
આભૂષણો પોતાના શરીર પર સજી ઠાઠમાઠથી આરતી ઉતા
માંડી. ભાડુતી પૂજારીથી દેવમંદિરોમાં થતાં છળકપટ બતા
માટે જ સહજાનંદ સ્વામીએ આ પ્રયોગ કર્યો હતો. ભાડુ
પૂજારીઓને રજા આપવામાં આવી અને ત્યાગીઓને હ
દેવસેવા કરવાનું ઠરાવવામાં આવ્યું.

અત્યાર સુધી સંપ્રદાયમાં પરિગ્રહને સ્થાન જ નહે
સહજાનંદ સ્વામીને પોતાને નામે એક પેટ
**આચાર્ય સ્થાપના** પણ ન હતો, કે મિલકતને નામે પાઇ
હતી; પણ મંદિરોની રચનાથી સ્વાભાવિ
રીતે પરિગ્રહ શરૂ થયો.

મંદિરોની વ્યવસ્થા ત્યાગીને સોંપી પણ,

"વળતો વિચાર કર્યો છે વાલે રે, આવું આવું ઘણું કેમ ચાલે
મોટાં મોટાં કરાવ્યાં મંદિર રે, તેમાં રાખીયા સંત સુધીર
પણ તે તો સંત છે જે ત્યાગી રે, વસી કેમ રહેશે વિતરાગી
મમત વિના મંદિર કેમ રે'શે રે, વાત બન્ને કેમ બેસશે
જેહ ત્યાગી છે ત્રિયા ધન તણા રે, દેહ સુખથી નિરાશી ઘણા રે
તેણે નહિ જળવાય જાગ રે, નથી વાત એ બનવા લાગ

* પોતાના કુળમાંથી આચાર્ય નીમ્યા પહેલાં સહજા
સ્વામીએ વાસુદેવાનંદ બ્રહ્મચારીને પોતાની પ છળ આ
નીમવાનો પ્રયોગ કરેલો, પણ એ તદ્દન નિષ્ફળ નીવડયો.
પછી સર્વ સંત–હરિજનોના આગ્રહથી પોતાનાં કુટુંબીઓને અયોધ્
તેડી મંગાવવાનો વિચાર કર્યો.

માટે એના કરું એક ધણી રે, તો રાખે ખબર એની ઘણી રે;
પછી સરવાર્ય દેશથી સંબંધી રે, તેને તેડાવી જાયગા દીધી રે.
(પુરુષોત્તમ પ્રકાશ, પ્ર. ૩૬. ૬-૯)

આ રીતે આચાર્ય નીમવાનો વિચાર શરૂ થયો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમાં ઉતરવું ન પડે, એમનો નિર્વાહ ચાલે અને તે સાથે એ નિરંકુશ બની ન જાય, જુદાં જુદાં મંદિરોની વ્યવસ્થા એકબીજાંથી તદ્દન સ્વતંત્ર થઇ ન જાય, આપણે સર્વે એક છીયે એવી ભાવના ગૃહી–ત્યાગીઓમાં જાગ્રત રહે, સર્વે સત્સંગીઓને એક અધ્યક્ષના હાથ તળે વર્ષમાં ઓછામાં ઓછું બે વાર ભેગા થવાનું અને ફરવાનું બની આવે, એ હેતુથી આચાર્યની યોજના થઇ. એ આચાર્યની સ્થાપનામાં પણ સહજાનંદ સ્વામીએ નવીન જ માર્ગ ગ્રહણ કર્યો. ત્યાગીઓને વ્યાવહારિક ખટપટમાં ન પાડવા માટે આચાર્યની યોજના થઇ હોવાથી આચાર્ય ત્યાગી ન હોય એવું ગર્ભિત થયું. પણ લાખો રૂપીયાની સંપત્તિના અધિષ્ઠાતા ઉપર જો કોઇ રીતનો અંકુશ ન હોય તો આચાર્યની અધોગતિ થયા વિના રહે નહિ. એટલે આચાર્ય ઉપર નીચે પ્રમાણે અંકુશ મુકાયા:

૧. આચાર્ય ગૃહસ્થ હોય, પણ પોતાના સમીપ સંબંધી વિનાની સ્ત્રીઓ સાથે બોલે નહિ. તેમનો સ્પર્શ કરે નહિ અને તેમને ઉપદેશ દે નહિ.

૨. શિષ્યોએ આપેલું ધાન્ય વેચે નહિ, પણ જુનું થઇ જાય તો જરૂર પડચે જુનું આપીને નવું ધાન્ય લે; એટલે શિષ્યો પાસેથી ધાન્ય લઇ પૈસા કમાવાનો ધંધો ન માંડે.

૩. પોતાનો સર્વ વ્યવહાર આગેવાન ત્યાગીઓ અને ગૃહસ્થોની સલાહ લઈ કરે, પણ સ્વતંત્ર રીતે ન કરે.

૪. સહજાનંદ સ્વામીએ નીમેલા આચાર્યોની સંખ્યામાં વધારો ન થાય.

આ રીતે સંવત ૧૮૮૨ના કાર્તિક સુદ એકાદશીને દિવસે સહજાનંદ સ્વામીએ પોતાના બે ભાઈઓ રામપ્રતાપ અને ઇચ્છારામના પુત્રો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરને અનુક્રમે અમદાવાદની—નરનારાયણ દેવની—અને વડતાલની—લક્ષ્મીનારાયણ દેવની—ગાદીના આચાર્યો તરીકે નીમણુક કરી. બન્નેના ધર્મો સમજાવનારો અને દેશવિભાગ કરનારો એક ખરીતો લખ્યો. એ ખરીતો સંપ્રદાયનો એક મહત્ત્વનો લેખ છે. આચાર્યો વચ્ચે પરસ્પર અથવા આચાર્ય અને ગૃહસ્થ કે ત્યાગીઓ વચ્ચે કાંઈ મતભેદ કે વિરોધ થાય ત્યારે એ લેખ પ્રમાણે જ વર્તી શકાય છે.

સહજાનંદ સ્વામીનો સંપ્રદાય હવે સંગીન પાયા પર રચાઈ ગયો હતો. લગભગ બે લાખ માણસો એ ધર્મના અનુયાયીઓ થયા હતા. આટલા ટુંક વખતમાં દુનિયાના કોઈ પણ ધર્મમાં આટલા શિષ્યો મળ્યા ન હતા. ધર્મની સ્થાપના આટલી તીવ્રપણે કદી પણ જામી ન હતી. છતાં એ ધર્મના અનુયાયી થવું એ કાંઈ સહેલી વાત ન હતી. ત્યાગી અને ગૃહી બન્નેને માથે અંદરના કપરા નિયમોનો અંકુશ હતો જ. સ્વામી નિષ્કુળાનંદ એક નીકળી ગયેલા ત્યાગીને મુખે નીચે પ્રમાણે બોલાવે છેઃ

વળી વદે વિમુખ મનહર જી,
ઘણે દુઃખે ભર્યું મેં મુકયું'તું ઘર જી;
અંગને ન મળતું અન્ન ને અંબર જી,
જાણ્યું સત્સંગમાં એ છે સભર જી. ૧.

સભર છે સતસંગમાં ખાવા પીવા ખુબ ખાસું મળે;
જુનું અન્ન વસન જડે નહિ, એવું સાંભળ્યું'તું સઘળે. ૨.
ગળી રસોયું ગામોગામમાં, ઘણી આપશે ઘેરેઘેર;
જનમ ધરી જે જડી નથી, તે પામશું બહુ પેર. ૩.
એવું સુણી હું આવ્યો હતો, સુણી સુખ સતસંગમાંય;
ક્યાં તો આણ્યા આંકસમાં, મન ગમતું ન થાયે કાંય. ૪.
પોષ ભરી પાણી નાખવું, અમૃત સરખા અન્નમાં;
ભેળું કરેલ ભાવે નહિ, અતિ મુંજવણ્ય થાયે મનમાં. ૫.
વળી માહાત્મ દેખાડી મંદિર તણું, ઉપડાવે ઈંટ પથરા ઘણું;
ત્યારે સંસાર મુકીને શું કમાણા, જ્યારે રહ્યું એનું એ કુટણું. ૬.
જાણ્યું ખાશું, પીશું, ખુબી કરશું, ફરશું નિત્ય નવા ગામમાં;
ત્યાં તો અટાટ નાખી આજ્ઞા તણો, કંઠ દબાવી જોડયો કામમાં. ૭.

(વચન વિધિ—કડવું ૩૪ મું)

જેમ ત્યાગીને તેમજ ગૃહસ્થને પણ આજ્ઞાઓનું બંધન હતું. પણ અંદરનો અંકુશ જાણે પૂરતો ન હોય તેમ અંદર રહેવા માટે બહારનું દુઃખ સહન કરવું પડતું. ત્યાગીઓને વેરાગીઓ મારતા અને ગૃહસ્થોને મહાજનો રીબાવતા. ગામેગામ સત્સંગીઓ મહાજન બહાર અને ન્યાત બહાર

મુકાવા લાગ્યા. અને આપણી મહાજન બહાર મુકવાની પદ્ધતિ એટલે સામાજિક 'બૉયકૉટ.' એમની જોડે કોઇ વેપાર ન કરે, એમને કોઈ પાણી ન આપે, એમને ત્યાં હજામ હજામત કરવા ન આવે, એને ત્યાં મરણ થાય તો કોઈ મુડદું ઉપાડવા પણ ન આવે. કેટલાયે સત્સંગીઓને વરસોનાં વરસો સુધી ન્યાત બહાર રહેવું પડેલું, અને છેલ્લાં સો વર્ષથી એક કુટુંબ હજુ પોતાના ગામમાં ન્યાત બહાર રહ્યું છે; અને બીજા ગામની એ ન્યાતે એને દશ વર્ષ ઉપર પોતાના એકડામાં લેવાનો દાખલો બન્યો છે. એ ન્યાત બહાર રહેલાઓ સામાજિક અને આર્થિક અડચણો વેઠી સંપ્રદાયને વળગી રહ્યા. એમાં એ સંપ્રદાયમાં રહેલા ધર્મબળનું માપ છે. હજારો મનુષ્યોનાં જીવનમાં આસમાન જમીનનો ફરક કરી નાખવામાં, તેમનામાં નવું ચૈતન્ય રેડવામાં, તેમનું જીવન વિચારમય કરવામાં, તેમને બદીઓ અને વ્યસનોમાંથી છોડાવવામાં બુદ્ધ સિવાય કોઇ પણ ધર્મના સ્થાપકે કે સમાજસુધારકે કે કાયદા ઘડનારે અત્યાર સુધી આટલો યશ મેળવ્યો નથી. બુદ્ધ અને મહમ્મદ સિવાય કોઇ પણ અવતારને એ અવતારની હયાતીમાં જ આટલા મનુષ્યોએ સ્વીકાર્યા ન હતા. અવતારના લીન થવા પછી જ મનુષ્યોએ તેમનું અવતારપણું કબુલ કર્યું હોય એવું સાધારણતઃ દેખાય છે. પણ સહજાનંદ સ્વામીને હજારો મનુષ્યોએ એમના છતાં જ અવતાર તરીકે સ્વીકાર્યા, એમના પડતા બોલ ઉપર પોતાનાં તન, મન અને ધન અર્પણ કરી નાખ્યાં, એમના હાથમાં પોતાનાં નાડીપ્રાણ પણ સોંપી

દીધાં એવી સહજાનંદ સ્વામીમાં શી શક્તિ હતી ? સહજાનંદ સ્વામીએ એક વાર સાધુઓને પ્રશ્ન કર્યો કે અમે બીજા અવતારોના જેવાં પરાક્રમો કર્યાં નથી, અમે સમુદ્ર પર પાજ બાંધી નથી, દશ મસ્તકનો રાવણ માર્યો નથી, મંદ્રાચલને પીઠ પર ધર્યો નથી, કંસ–શિશુપાલાદિકનો વધ કર્યો નથી, તમે અમને શું કરવા પરમેશ્વર કહો છો ? સાધુઓએ કહ્યું, 'રામે રાવણને માર્યો, પણ એ રાવણ તો કામ અને માનથી હણાયલો જ હતો; વામને બલિને છળ્યો, પણ એ લોભથી છળાયલો જ હતો, કૃષ્ણે કંસાદિકનો વધ કર્યો, પણ માનાદિક રિપુએ તેનો વધ કરી જ રાખ્યો હતો; એ કામ, ક્રોધ, લોભ વગેરે અમારા અંતઃશત્રુઓને તમે માર્યા માટે અમે તમને અવતાર કહીયે છીયે; તમે સમુદ્ર પર પાજ નથી બાંધી, પણ તમે ભવસાગર અને અક્ષર વચ્ચે સળંગ રસ્તો પાડી દીધો છે. તમે મંદ્રાચલ કે ગોવર્ધન નથી ધાર્યા, પણ અમારા પાપ-પર્વતોને ક્ષણમાં હઠાવી દઈ અમારાં ચિત્તને શુદ્ધ કરી દીધાં છે, એ કારણથી અમે તમને અવતાર માનીયે છીયે.

આ જ સ્વામિનારાયણની ખરેખરી મોટાઈ હતી. વસોના કુશીઆભાઈએ ચોરોના સરદાર જોબન પગીની કોટે કંઠી જોઈ પૂછ્યું, 'અલ્યા સ્વામિનારાયણમાં તેં એવું તે શું જોયું ! શું એને ગધેડાની ગાય કરતાં આવડે છે ?' જોબન પગીએ કહ્યું, "હોવે; આ જોને મારા જેવા ચોરોને પણ એમણે સાધુ જેવા બનાવી દીધા એથી તે વળી ગધેડાની ગાય કેમ કરાતી હશે ?' જોબન પગી ગધેડાની ગાય થયો એ કેવળ આલંકારિક ભાષા

નથી. માણસને ચીભડાંની માફક કાપી નાખનાર એ પગીએ પોતાનું સર્વસ્વ સંપ્રદાયને અર્પણ કરી દીધું. એના જેવો જ એક બીજો ધાડપાડુ વેરાભાઇ પણ એવો જ સુધરી ગયો હતો. એ સત્સંગી થયા પછી એક દિવસ સવારે જતો હતો. રસ્તામાં એક ખેતરમાંથી એણે એક દાતણ કાપ્યું. દાતણ કાપ્યા પછી એને વિચાર થયો કે આ તો ધણિયાતું ખેતર છે. તેના ધણીને પૂછ્યા વિના મેં દાતણ લીધું એ ચોરી કહેવાય. તુર્ત એ ગામમાં ગયો અને ખેતરના ધણીને શોધી કાઢી, એને દંડવત્ પ્રણામ કરી, ચોરી કરવા માટે માફી માગી. સ્વામિનારાયણે પોતાના શિષ્યોનું જીવન કેટલું શુદ્ધ અને વિચારમય બનાવ્યું હતું તેનું આ જુજ દૃષ્ટાંત છે. એમના કાર્ય જેટલું મહત્ કાર્ય આજ સુધીના પૃથ્વીના ઇતિહાસમાં કોઇના પણ ચરિત્રમાં મંડાયું નથી.

સ્વામિનારાયણના ઉપદેશથી અનેકને શાંતિ અને સમાધાન થયાં હતાં; અનેકને દૃઢ આત્મનિષ્ઠાથી સ્થિતપ્રજ્ઞતા પ્રાપ્ત થઇ હતી; કેટલાકને હઠયોગની સિદ્ધિ થઇ હતી; કેટલાક સમાધિનિષ્ઠ થયા હતા; કેટલાક સત્યસંકલ્પ હતા; કેટલાક મૂર્તિમાન વૈરાગ્ય જેવા હતા; કેટલાક તો એવા પ્રેમની મૂર્તિ હતા કે સ્વામિનારાયણના અંતર્ધાન થયા પછી ત્રીસ વર્ષે પણ પોતાના ઇષ્ટદેવ સાંભરતાં આંખમાંથી ચોધાર આંસુ પડતાં, કંઠ રુંધાઇ જતો અને એક શબ્દ પણ બોલવા અસમર્થ થતા; કેવળ ત્યાગાશ્રમમાં જ નહિ, પણ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ માંગરોળના ગોરધનદાસ જેવા કેટલાક મૂર્તિ સાથે તદ્રૂપતાને

પામ્યા હતા; અમત્રાઇના પર્વતભાઇ જેવા કેટલાકને પરમેશ્વરમાં અખંડ વૃત્તિ રહેતી હતી; કેટલાકને પોતાને કેવા વિચારો આવે છે એનું નિરંતર અનુસંધાન રહેતું; કેટલાકને પોતાના અયોગ્ય સ્વભાવ વશ કરવા તરફ સતત પ્રવૃત્તિ હતી; કેટલાકને ચતુર વાણિયાની માફક—પોતાને વિષયો તરફ કેટલી પ્રીતિ છે અને પરમેશ્વરમાં કેટલી છે, પોતે કેટલા ચડે છે, કેટલા ગુણગ્રાહી છે, એ સર્વેનો વારંવાર—હિસાબ કરવાની ટેવ હતી; આજે પણ એમની ભક્તિ કરી કેટલાક એવી સ્થિતિઓ પ્રાપ્ત કરેલા મળી આવે છે.

જે સમયે ગુજરાત-કાઠીયાવાડમાં અંધકાર છાઇ રહ્યો હતો તે વખતે પોતાના પ્રતાપથી અનેકનાં હૃદયોને પ્રકાશ પમાડનાર, અનેકનાં ચિત્તનું આકર્ષણ કરી તેમને 'ગુરુ વચને ચૂરેચૂરા' થઇ જાય એવા સ્વવશ કરી મુકનાર, કાઠી–કોળી જેવા અનેકની ચૌર્યવૃત્તિઓને ચોરી લેનાર, લુપ્ત થયેલા બ્રહ્મચર્યાશ્રમને પુનઃ સ્થાપનાર, નિરંકુશ અને સ્વચ્છંદી બનેલા ત્યાગાશ્રમને ઉજ્જવલ કરનાર, પતિત થયેલા ગુરુઓ અને આચાર્યો માટે સંયમનો આદર્શ બેસાડનાર, સ્ત્રીઓને સમાજ તથા સંપ્રદાયમાં ચોક્સ સ્થાન આપી તેમની ઉન્નતિ કરનાર, અ–હિંદુને હિંદુ ધર્મમાં સામીલ કરનાર, શૂદ્રોને આચારશુદ્ધિ શીખવનાર, સાહિત્ય, સંગીત તથા કળાના પોષક, અહિંસામય યજ્ઞના પ્રવર્તક, ક્ષમાધર્મના ઉપદેશક, શૌચ અને સદાચારના સંસ્થાપક, શુદ્ધ ભક્તિમાર્ગ અને શુદ્ધ જ્ઞાનમાર્ગના ચાલક, ભાગવતધર્મના શિક્ષક તથા વ્યાસસિદ્ધાન્તના બોધક

એવા સહજાનંદ સ્વામી હતા. જો એમને અવતાર સંજ્ઞા ન અપાય તો અવતારો પૃથ્વી પર થતા નથી એ મત સ્વીકારવો પડે.

સ્વામિનારાયણે પોતે ધારેલું કાર્ય હવે સંપૂર્ણ થયું હતું. એમણે એક વિશાળ સંપ્રદાય સ્થાપ્યો હતો; એ સંપ્રદાયને માટે વિશાળ સાહિત્ય ઉભું કર્યું હતું; સર્વાંગે પૂર્ણ સંસ્થા રચી હતી; એ સંસ્થા માટે સુંદર નિયમો ઘડી ધર્મ અને વ્યવહાર બેયને અનુકૂળ થાય એવી એની વ્યવસ્થા કરી હતી; એ નિયમો તોડ્યા સિવાય એ સંસ્થામાં ત્રુટી આવવી લગભગ અશક્ય થાય એવું બંધારણ રચ્યું હતું. ઓગણપચાસ વર્ષની નાની વયમાં એમનું કાર્ય સંપૂર્ણ થયું, એમ એ કહી શકતા હતા. સં ૧૮૮૬ની સાલથી એમને શરીરે મંદવાડ વર્તાવા લાગ્યો હતો; છતાં એમની પ્રવૃત્તિ જરાયે અટકી ન હતી. એમના છેલ્લા દિવસોમાં એમને બે જાહેર કાર્ય કરવાં પડ્યાં.

પહેલું કાર્ય નડિયાદમાં બિશપ હેબર જોડેની મુલાકાતનું થયું. બિશપ હેબરે પોતાની નોંધમાં એમની જોડેની મુલાકાતનું વિસ્તારપૂર્વક વર્ણન આપ્યું છે. એ સહજાનંદ સ્વામીથી કાંઈક નિરાશ થયો એવું એમાં ભાન થાય છે. પણ એમાં દોષ એ સાહેબની વૃત્તિનો જ હતો. એ સહજાનંદ સ્વામીને બે દોષે યુક્ત થઈ મળવા આવ્યો. પહેલો દોષ એની ભારે મહત્ત્વાકાંક્ષાનો હતો. એણે સહજાનંદ સ્વામીએ નીચલા વર્ગમાં કરેલાં સુંદર કામોનાં વખાણ સાંભળ્યાં હતાં. એણે વળી સાંભળ્યું હતું કે સ્વામિનારાયણનો શિષ્યવર્ગ ઘણો મોટો છે, તેથી

એને લોભ છૂટ્યો કે ચાલોને આપણે સ્વામિનારાયણને કોઇ રીતે ખ્રિસ્તી કરી દઇયે. જો એવું થાય તો ખ્રિસ્તી ધર્મનો ફેલાવો એક સપાટામાં થઇ જાય. એનો બીજો દોષ હિંદુ ધર્મ અને કૃષ્ણ વિષે એણે બાંધેલા હલકા મતનો હતો. સહજાનંદ સ્વામીએ એના પ્રશ્નના ઉત્તરમાં એમના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ છે એમ કહ્યું, તે ઉપરથી જ એણે 'ત્યારે સ્વામિનારાયણમાં કાંઇ વિશેષ ન હોઇ શકે' એમ ધાર્યું. એણે સ્વામિનારાયણને પૂછ્યું, 'પણ મેં તો સાંભળ્યું છે કે તમે પરમ તત્ત્વને બ્રહ્મ કહો છો.' સ્વામિનારાયણે ઉત્તર આપ્યો, 'હા. તે જ, અને તે જ શ્રીકૃષ્ણ છે.' બિશપ હેબર લખે છે કે આ એના પ્રશ્નથી સ્વામિનારાયણ કાંઇક મુંઝાયા જેવા લાગ્યા અને એણે સંભ્રમમાં ઉત્તર આપ્યો. દેખીતું છે કે મુંઝવણ અને સંભ્રમ બિશપ હેબરે પોતાના હિંદુ ધર્મ અને કૃષ્ણભક્તિ વિષેના અજ્ઞાન અને અણગમાથી જ કલ્પ્યાં.* તે છતાં બિશપ હેબરે પોતાના અને સહજાનંદ સ્વામીના રસાલા વચ્ચે કેટલો ભેદ છે તે જોઇ

---

* સહજાનંદ સ્વામી અને બિશપ હેબર વચ્ચેના સંવાદનો ભાવાર્થ મેં બહુ જ ટુંકાણમાં અત્રે આપ્યો છે. બિશપ હેબરે જે સંવાદનો અહેવાલ લખ્યો છે તે વાંચતાં જ માલમ પડી આવે છે કે કાં તો એણે સંવાદ કલ્પનાથી ઉપજાવી કાઢયો છે, કિંવા એમનું હિંદી ભાષાનું જ્ઞાન બહુ જ અધુરૂં હશે અને એ સહજાનંદ સ્વામીના ઉત્તર સમજી જ શકતો નહિ હોય; કારણકે જે ઉત્તરોનું એ સહજાનંદ સ્વામી વિષે આરોપણ કરે છે તે હિંદુ ધર્મ વિશેનો કિંચિજ્જ્ઞ પણ ન આપે. ઉદાહરણાર્થ, એ લખે છે કે—

શક્યો. એ પ્રાંજલપણે કબુલ કરે છે કે મારો રસાલો પૈસા માટે મારી સાથે ફરતો હતો, જ્યારે સહજાનંદ સ્વામીનો રસાલો પોતાને ખર્ચે અતિ પ્રેમથી પોતાના પ્રાણ પણ ગુરુ-ચરણે અર્પવા તૈયાર થઇ એમની સાથે રહેતો હતો.

સ્વામિનારાયણનાં કાર્યને વિશેષ સારી રીતે તો મિ. બ્રિગ્સ સમજી શક્યો છે. એણે સ્વામિનારાયણના દેહાન્ત પછી થોડા મહિનામાં જ વડતાલની મુલાકાત લીધી હતી. એણે સહજાનંદ સ્વામી અને રાજા રામમોહનરાયનાં કાર્યનો

---

(Sahajanand) "alarmed me by............saying that he (Krishna).........had been put to death by wicked men through magic, and that since his time many false revelations had been presented and many false divinities set up."

વળી "there is a spirit...who cometh from God, whom we call Krishna and worship as God's image and believe to be the same as the Sun *Surya*.

વળી આગળ લખે છે Sahajanand "unrolled a large picture, in glaring colours of naked man with rays proceeding from his face like the sun, and two women fanning him—the man *white*, the women *black*."

શ્રીનાથજીના ચિત્રને પણ આ વર્ણન લાગુ પડતું નથી, (અને સંપ્રદાયમાં કદી શ્રીનાથજીની ઉપાસના ન હોવાથી એનો સંભવે નથી) એ કોઇ પણ જોઇ શકશે. મને લાગે છે કે બિશપ હેબરે પોતાના અહેવાલમાં ઘણું અસત્ય ઉમેર્યું છે.

મુકાબલો કર્યો છે, અને એનાં કાર્યોની કિંમત આંકવા પ્રયત્ન કર્યો છે.

બીજું જાહેર કાર્ય તે મુંબઈના ગવર્નર સર જ્હૉન માલ્કમની રાજકોટમાં થયેલી મુલાકાત છે. એ ગવર્નરે રાજકોટથી ખાસ નિમંત્રણ મોકલી સ્વામિનારાયણને તેડાવ્યા. તે વખતે સ્વામિનારાયણની પ્રકૃતિ બહુ નરમ હતી તેથી જવા ખુશી ન હતા, પણ ગવર્નરે બહુ આગ્રહપૂર્વક પાછું કહેણ મોકલ્યું એટલે સહજાનંદ સ્વામી ત્યાં પધાર્યા. માલ્કમ સાહેબે લગભગ બે કલાક સુધી સહજાનંદ સ્વામી જોડે સંપ્રદાયના સિદ્ધાન્તો સંબંધી વાતચીત કરી અને એમને હારતોરા પહેરાવ્યા.

સહજાનંદ સ્વામી રાજકોટથી ગઢડા જ ગયા. ત્યાં એમનો મંદવાડ વધવા લાગ્યો. મંદવાડના કેટલાક વખત પહેલાંથી સહજાનંદ સ્વામીએ તીવ્ર તપ આદર્યું હતું. વ્રત ઉપવાસો કરવા, કઠણ નિયમો લેવા, સર્વેમાંથી ચિત્તને કાઢી લેવું, મૌન ધારવું વગેરે રીતે સંસારથી ઉદાસીનતા રાખતા હતા. મંદવાડની હકીકત સાંભળી ગામેગામથી લોકોનાં ટોળાં એમને મળવા આવવા લાગ્યાં. ગઢડું સત્સંગીઓથી ભરાઈ ગયું. સહજાનંદ સ્વામીએ સર્વેને ધીરજ આપી, કોઈએ એમની પાછળ આત્મહત્યા ન કરવી એવી તાકીદ કરી, સર્વેને પોતપોતાના ધર્મમાં રહેવા ઉપદેશ કર્યો. હરિજનો તથા સાધુઓને વીખરાઈ જવા કહ્યું; પણ કોણ વીખરાય ? છેવટે સહજાનંદ

સ્વામીએ સાજા થવાનો દેખાવ કર્યો. દિવસે દિવસે તબીયત સુધરતી હોય એમ દેખાવા લાગ્યું. જેઠ સુદ નવમીને દિવસે મંદવાડમાંથી તદ્દન મુક્ત થયા હોય એમ ઉઠયા. ખુશાલી-માં દાદા ખાચર પાસે સાકર વહેંચાવી; હરિજનો તથા ત્યાગીઓને ઉભા થઇને ભેટયા અને પછી બેચાર સાધુઓ સિવાય એકેએકને તે ને તે દિવસે વિદાય કરી દીધા. બ્રહ્માનંદ સ્વામી જેવા સખાને પણ પોતાની પાસે રાખ્યા નહિ. કેટલાક તો ચેતી ગયા હતા, પણ ઘણાખરા હર્ષભેર વિદાય થયા. બીજે દિવસે મધ્યાહ્ને સહજાનંદ સ્વામી નાહી ધોઈ પદ્માસન વાળી બેઠા અને સ્વેચ્છાથી દેહ છોડી દીધો. હરિજનો-નાં હૃદયમાં અંધકાર છાઇ ગયો.

---

# ચારિત્ર

ભારતવર્ષની મહાન વ્યક્તિઓનું વિગતપૂર્ણ ચરિત્રલેખન ન મળે, એમાં સહજાનંદ સ્વામીના શિષ્યોએ એક અપવાદ કર્યો છે. સહજાનંદ સ્વામીનું સંપૂર્ણ ચરિત્ર, એમના અંગનું વર્ણન, એમનો દેહસ્વભાવ, એમનું ચારિત્ર, એમના જીવનના છુટક છુટક બનાવો હજુ સુધી લખાઈને અથવા મુખપરંપરાથી સચવાયાં છે. પ્રેમાનંદ સ્વામીએ એમની ઉંચાઈ, એમના શરીર ઉપરનાં એકેએક ચિહ્ન, એકેએક તિલ, એમની બેસવાની, ચાલવાની, વાતો કરવાની, કપડાં પહેરવાની—એકેએક ટેવનું વિગતવાર વર્ણન કર્યું છે. નિષ્કુળાનંદ તથા આધારાનંદ સ્વામીના ભક્તચિંતામણી, પુરુષોત્તમ પ્રકાશ, હરિચરિત્ર વગેરે ગ્રંથોમાંથી એમનું ચરિત્ર મળી શકે

છે. સ્વામી નિર્ગુણદાસ, આત્માનંદ, પ્રસાદાનંદ વગેરેની 'વાતો' માંથી એમના જીવનના છુટક છુટક પ્રસંગો મળે છે. *

સહજાનંદ સ્વામીની ઉંચાઈ સવા ચોસઠ તસુ લખાઈ છે. એમનો રંગ સ્હેજ શ્યામ અને બાંધો મધ્યમ હતો. એમને શરીરે તિલનાં ઘણાં ચિહ્નો હતાં. વડતાલ અને અમદાવાદમાં એમની કાષ્ઠની મૂર્તિ એમના સ્વરૂપને સૌથી વિશેષ સદૃશ છે.

સહજાનંદ સ્વામીનું ચારિત્ર આલેખવાનું કામ મને અતિશય કઠણ લાગે છે. મેં આ લેખમાં એમના ચરિત્ર પર પ્રકાશ પાડે એવા કેટલાક પ્રસંગો જ વર્ણવ્યા છે, અને એમણે પોતે વર્ણવેલા પોતાના વૃત્તાન્તો ઉપરથી એમની સમાજ અને સ્વતઃપ્રત્યેની વૃત્તિનો કાંઈક ખ્યાલ કરાવું છું.

સ્વામિનારાયણનો સહજ સ્વભાવ વૈરાગ્ય અને તપઃપ્રિય હતો એમ કહ્યું જ છે. એમના આદર્શ વૈરાગી જડભરત હતા. શ્રીકૃષ્ણ ઉપર એમને અતિશય ભક્તિ હતી, પણ એમને ઋષભદેવ ઉપર બહુ ભાવ હતો અને તેથી ઓછો કપિલ અને દત્તાત્રેય ઉપર હતો. સાધારણતઃ એમને વનમાં ફરવું, તપ કરવું, અપરિગ્રહ રાખવો અને નિર્ભય રહેવું એ જ

* અતિશયોક્તિ કરવાની કુટેવને લીધે હાલહાલમાં એવી છૂટક વાતોનો સંગ્રહ ઘણો વધી ગયો છે; અને એનું સત્યનિષ્ઠાથી તાળડતોળ શોધન કરી એ વૃત્તિ ઉપર અંકુશ મુકવામાં ન આવે તો અજ્ઞેય વાતો કેટલી છે તે જાણવાનું મુશ્કેલ થઈ પડશે. પાછી ખરી વાતો પણ ગપાટા લેખાય તો તેમાં સાંભળનારની અશ્રદ્ધા ઉપર દોષ મુકવો એ અયોગ્ય જ કહેવાશે.

ગમતું. પણ રામાનંદ સ્વામીના અંતર્ધાન થયા કેડે સત્સંગ-હિતાર્થે ' કાંઇક બીક રાખવા માંડી; ' અને ત્યાગ અને દયાનો પક્ષ મોળો કરીને પણ ઉપાસના અને ભક્તિની પુષ્ટિ થાય તથા ઘણાનો 'સમાસ'[1] થાય એવી પ્રવૃત્તિ કરવા માંડી. પણ તેમાં, ' જેમ મનુષ્યને મુવા ટાણે પથારી ઉપર સુવાર્યો હોય, ત્યારે તે મનુષ્યમાંથી સૌને પોતાના સ્વાર્થની વાસના ટળી જાય છે, અને તે મરનારને પણ સંસારથકી મન ઉદાસ થઇ જાય છે; તેમનું તેમ અમને પોતાની કોરનું અને બીજાની કોરનું અંતઅવસ્થા જેવું સદા વરતે છે, અને જેટલું માઇક પદાર્થ માત્ર છે તે સર્વે નાશવંત અને તુચ્છ સરખું જણાયા કરે છે. પણ એમાં વિક્તિ નથી જણાતી જે આ સારૂં પદાર્થ છે અને આ ભુંડું પદાર્થ છે.'[2] સર્વે પ્રવૃત્તિમાં પડયા છતાં અંતરમાં એમને એમ વિચાર રહ્યા કરતો કે 'આત્માને વિષે રખેને રજોગુણ, તમોગુણ આદિક કોઇ માયાનો ભાગ મળી જાય નહિ,' તેથી કોઇ ભારે પ્રવૃત્તિમાં પડયા પછી અંતર્દષ્ટિ કરી કાચબાની પેઠે સર્વે વૃત્તિઓનો સંકોચ કરી નાખવો અને આત્મસ્વરૂપમાં લીન થઇ જવું, એવી એમની સહજ પ્રકૃતિ હતી.[3] અમદાવાદમાં નરનારાયણ દેવની પ્રતિષ્ઠા

---

૧. 'સમાસ' સત્સંગનો પારિભાષિક શબ્દ છે. ઘણાં માણસ સુખેથી સંપ્રદાયમાં રહી પ્રભુભક્તિ કરી શકે એવું ધોરણ, એના જેવો એનો અર્થ થાય છે.

૨. વચનામૃત ગ. મ. ૫૫

૩. ગ. મ. ૩૯

કરીને તથા બ્રાહ્મણોની ચોરાશી જમાડીને સહજાનંદ સ્વામી સાબદા થઈને જેતલપુર ચાલી નીસર્યા ને ત્યાં રાત રહ્યા. ' ત્યાં જઈને એવો વિચાર કરવા માંડ્યો જે જેટલાં માણસ દેખ્યાં છે ને જેટલી પ્રવૃત્તિ દેખી છે તેને ટાળી નાખવી; પછે તેને વિસાર્યાને અર્થે હૈયામાં અતિશે દુઃખ થયું, તેણે કરીને શરીરે પણ માંદા થઈ ગયા. પછી ત્યાં થકી ધોળકે જઈને રાત રહ્યા અને ધોળકાના ચાલ્યા એના એ વિચારમાં ગામ કોઠથની પાસે ગણેશ ધોળકાની રાણ્યુંમાં જઈને રાત રહ્યા, તે વિચાર એવો કરવા માંડ્યો જે દેહની સ્મૃતિ ન રહી; પછી વિચારતાં વિચારતાં સર્વે પ્રવૃત્તિને વિસારી મેલીને જેવા અમે કુંકરાગે તળાવ ઉતર્યા નહોતા અને મેળો પણ ભરાણો નહોતો તેવી રીતે સર્વે ઘાટ ટાળી નાખ્યા,......અને જ્યારે એ સર્વે સંકલ્પ ટળી ગયા ત્યારે સંકલ્પનો મંદવાડ હતો તે પણ ટળી ગયો.'[1] પોતે કહે છે કે એમને આ પાંચ વાતનું નિરંતર અનુસંધાન રહેતું: (૧) દેહના નાશવંતપણાને લઈને વૈરાગ્યનું; (૨) શું કર્યું છે અને શું કરવાનું છે તેના વિચારનું; (૩) પંચવિષયની વાસના ટળી છે કે નથી ટળી તેના વિચારનું; (૪) મોટા સાધુઓની વાસના ટળી છે કે નહિ તેની તપાસનું; અને (૫) મનને ઉદાસી ન કરવાનું; કારણકે 'મનને ઉદાસ કરવા લાગું તો કોણ જાણે ક્યાંઈ જતું રહેવાય અને દેહ પડી જાય,' અને ' ભલા, અમારે જોગે કરીને આ સર્વે બાઈ, ભાઈ, પરમહંસ રાજિપે બેઠા

૧. ગ. મ. ૨૨

ભગવદ્ભક્તિ કરે છે, તો એ ઠીક છે, ને ભગવદ્ભક્તિને કરતાં દેખીને મનમાં બહુ રાજીપો થાય છે, જે મરી તો સર્વેને જાવું છે, પણ આવી રીતે ભક્તિ કરવી એ જ જીવ્યાનો મોટો લાભ છે.'[1]

એમના સ્વભાવમાં દયા અને પ્રેમાધીનપણું એ પ્રધાન ગુણો હતા, પણ એમને પરમેશ્વર કે પરમેશ્વરના ભક્તનો દ્રોહ કરનાર ઉપર અતિશય અભાવ વર્તતો, અને તે સાથે બોલવા ઇચ્છે તોપણ બોલી શકતા નહિ. ભક્ત ઉપર એમને પક્ષપાત રહેતો. એમની પ્રકૃતિ રામાનંદ સ્વામી કે રામચંદ્રજીની માફક શરણાગત જરા એક વાંકમાં આવ્યો હોય તો તેનો તત્કાળ ત્યાગ કરી દે એવી ન હતી;[2] કારણકે ઝટ કોઈ ઉપર રાજી કુરાજી થવાનો એમનો સ્વભાવ ન હતો; પણ ઘણા દિવસ સુધી રાજી કુરાજી થવાનું કારણ જુએ ત્યારે જ એમને રાજીપો કે કુરાજીપો થતો; કોઈના કહેવાથી એ કોઈ ઉપર ખુશ કે નાખુશ થતા નહિ.[3]

પોતાના અંગની વાત કરતાં સ્વામિનારાયણ એક ઠેકાણે કહે છે કે, 'અમને જે પદાર્થમાં હેત જણાય તેનો ત્યાગ કરીએ ત્યારે સુખ થાય, અને ભગવાનના ભક્ત વિના જે મનુષ્ય માત્ર અથવા પદાર્થ માત્ર તેની જો મનમાં સ્મૃતિ થઈ હોય તો તેથી અતિશે છેટું કરીએ ત્યારે સુખ થાય, અને ......ભગવાનના ભક્ત......નો કોઈ રીતે......હૈયામાં અભાવ

---

૧ ગ. છે. ૩૦; ૨ ગ. મ. ૨૮; ૩ ગ. મ. ૨૮.

આવે જ નહિ; અને અમારે વગરઇચ્છે પણ પંચવિષય... જોરાવરીએ આવીને પ્રાપ્ત થાય છે, તોપણ તેને અમે ઇચ્છતા નથી અને પગે કરીને ઠેલી નાખીયે છીયે; અને જે દિવસ થકી અમે જન્મ્યા છીયે તે દિવસથી કરીને આજ દિવસ પર્યંત કોઇ દિવસ જાગ્રતમાં અથવા સ્વપ્નમાં દ્રવ્યનો કે સ્ત્રીનો ભૂંડો ઘાટ થયો હોય તો આ સમગ્ર પરમહંસના સમ છે ...અમારા અંતરમાં તો એક ભગવાનના સ્વરૂપનું ચિંતવન રહે છે......જે દિવસ અમારા હૈયામાં ભગવાન ને ભગવાનના ભક્ત વિના બીજે ક્યાંઇ હેત જણાશે તો અમે એમ માનશું જે અમે અમારી સ્થિતિમાંથી ડગ્યા, પણ અમને એવો નિશ્ચય છે જે અમે એ સ્થિતિમાંથી ડગીયે જ નહિ.'[1]

સભામાં સહજાનંદ સ્વામી જ્ઞાનવાર્તા કરી રહ્યા હોય તે વખતે કોઇ એમની પૂજા કરવા આવે કે જમવા બોલાવે તો બહુ નારાજ થઇ જતા. કથાવાર્તામાં જ એમનું નિરન્તર ધ્યાન રહેતું, તેથી એની સ્મૃતિમાં કોઇ વાર જમતાં જમતાં પણ 'હરે' બોલાઇ જતું; અને પછી યાદ આવે ત્યારે હસી દેતા. એમનું હાસ્ય હમેશાં મંદ રહેતું અને તે વખતે મુખ પર રૂમાલ દાબવાની ટેવ હતી. વાતો કરતી વખતે ફુલને ઉછાળવાની કે રુમાલને વળ દેવાની ટેવ હતી.

સહજાનંદ સ્વામીને કોઇ ધર્મનો લોપ કરે અથવા અન્યાયનો પક્ષ લે અથવા ગરીબને પીડે તો જરા ક્રોધની ચટકી થતી, પણ તે તત્કાળ શમી જતી અને તેની આંટી

---

[1] ગ. મ. ૩૩

પણ બંધાતી નહિ. દરેકના હૃદયમાં પરમેશ્વર વિરાજે છે એ વિચારનું કદી વિસ્મરણ થતું નહિ, એટલે કોઇને દુઃખવતાં એનામાં રહેલા પરમેશ્વર દુઃખાશે એ વિચારથી જેને દુઃખવ્યો હોય તેને કોઇ પણ રીતે ખુશી કરવા વૃત્તિ રહેતી. એમના શિષ્યો કાંઈ વાંકમાં આવ્યા હોય તો એમના હિતાર્થે એ ચીડાતા ખરા, પણ એમના જીવનમાં કોઇ પણ વ્યક્તિને એમણે શાપ દીધો હોય કે એનું ભુંડું ઇચ્છ્યું હોય એવું બન્યું નથી. અતિશય સંતાપથી લાલ થઇ ગયા હોય એવું એક વાર એમને વિષે લખાયું છે. જ્યારે વેરાગીઓના મારથી એમણે સાધુઓના વાંસા પર સોળ ઉઠેલા જોયા ત્યારે એમણે જમીન પર પોતાના હાથ અફાળી દીધા અને બોલ્યા, 'અરેરે, પાપીઓએ મારા સાધુઓને આવા માર્યા!' પણ એટલા સંતાપમાંયે એમના મુખમાંથી એક પણ દુરિચ્છાદર્શક વાક્ય નીકળ્યું નહિ.

ઉલટું નાનું બાળક પણ કોઇ રીતે એમનાથી નારાજ થયું હોય, તો એને રાજી કર્યે જ એમને કળ વળતી. એક વાર સભામાં સર્પ નીકળ્યો, તેને લીધે કાંઇક ગડબડ થઇ; તેથી તે જગ્યાએ સહજાનંદ સ્વામી જવાને ઉઠયા. એ જતા હતા એટલામાં એક બાળક એમને પગે લાગવા આવ્યો. ઉતાવળમાં સહજાનંદ સ્વામીએ એને હાથ પકડી દૂર કર્યો. છોકરો ઝંખવાણો પડી ગયો. સર્પનો ગભરાટ દૂર થયા પછી સ્વામિનારાયણ પાછા આસને આવીને બેઠા. છોકરાની એમને વિસ્મૃતિ થઈ ન હતી. એને પાસે બોલાવી બેસાડ્યો અને પ્રસાદી આપાવી ખુશ કર્યો.

પોતાનું બુરું કરનાર ઉપર પણ એ દયા કરવા તત્પર રહેતા. વીસલનગરમાં એક શોભારામ શાસ્ત્રી હતો, તે સત્સંગીઓ ઉપર બહુ દ્વેષ રાખતો. સત્સંગીઓને ન્યાત બહાર મુકાવવામાં એ અગ્રેસર હતો. સત્સંગીઓનો અગ્રેસર બળદેવ નામે એક નાગર હતો. એક દિવસ શોભારામે બળદેવને કહ્યું, 'બળદેવ, તારા સ્વામિનારાયણ ભગવાન હોય તો હું તો એમનો ઘણો દ્રોહ કરું છું, છતાં કેમ સાજોતાજો ફરું છું? એ મને આંધળો ન કરી નાખે?' બળદેવે કહ્યું, 'અલ્યા, હાથે કરીને શું કામ આંધાપો માગી લે છે?' શોભારામે કહ્યું, 'જો સ્વામિનારાયણ ભગવાન હોય તો હું આઠ દિવસમાં આંધળો થાઉં એમ માગી લઉં છું.' એના માગ્યા પ્રમાણે જ થયું. સ્વામિનારાયણ ત્યાર પછી કેટલેક વખતે વીસલનગર પધાર્યા. એમણે શોભારામના આંધાપાની વાત સાંભળી એટલે કહ્યું, 'એમ! મારે લીધે એ આંધળો થયો? ત્યારે ચાલો, આપણે એને ઘેર જઈ એને દર્શન આપીએ.' દયાળુ ઘનશ્યામ એને ત્યાં જાતે ઊઠીને પધાર્યા ખરા, પણ હજુ શોભારામનું કર્મ ફૂટેલું જ હતું. એણે સ્વામિનારાયણને મળવાની ચોખ્ખી ના પાડી અને કહેવડાવ્યું કે હું જમવા બેઠો છું તે નહિ મળી શકું. પછી સહજાનંદ સ્વામી ત્યાંથી ચાલી નીકળ્યા.

એ વીસલનગરમાં જ બળદેવનો મામો લાલદાસ પણ સહજાનંદ સ્વામીનો દ્વેષી હતો. લાલદાસ ગામનો સુબો કે કોઈક એવો અધિકારી હતો. એ સત્સંગીઓને બહુ કનડતો. એકવાર એણે બધા સત્સંગીઓને તડકામાં ઉભા રહેવાનો

હુકમ કર્યો. બધા સત્સંગીઓ તડકામાં ઉભા રહ્યા છે એમ સાંભળી, બળદેવ અને એની મા ઉદયકુંવર પણ જઇ તડકામાં ઉભાં. સિપાઇઓએ બળદેવ અને એની માને ઘેર ચાલી જવા કહ્યું, પણ એમણે એ વાત ગણકારી નહિ. એટલે સિપાઇએ જઇને, બા સાહેબ અને ભાણુભાઈ પણ તડકામાં ઉભાં છે તે ખસતાં નથી એમ લાલદાસને કહ્યું. લાલદાસ એ જગ્યાએ આવ્યો અને બ્હેન તથા ભાણેજને ઘેર જવા વીનવ્યાં. ઉદયકુંવરે શાંતપણે જવાબ દીધો કે બધા જશે ત્યારે અમે પણ જશું. બ્હેન અને ભાણેજ તડકામાં ઉભાં રહે એ લાલદાસથી સહન ન થયું, એટલે એણે બધાને છોડી મુક્યા.

સ્વામિનારાયણને જ્યારે વીસલનગરમાં સત્સંગીઓ ઉપર પડતા ત્રાસની ખબર પડી ત્યારે એમણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. ઘણાઓએ તેમ કરતાં એમને વાર્યા, તેથી માત્ર એક સેવકને લઇ એ ઓચીંતા વીસલનગર નીકળી ગયા. બળદેવને ત્યાં ઉતારો કરી, એમના આવ્યાની ખબર લાલદાસને પહોંચાડવા કહ્યું. બળદેવે આનાકાની કરી, પણ આજ્ઞા જ થઇ એટલે લાલદાસને જાણ કરવી પડી. લાલદાસ તો ક્યારે સ્વામિનારાયણ હાથમાં આવે અને એને કેદ કરૂં, એમ તલપી જ રહ્યો હતો. એણે ત્રીસ આરબોને સ્વામિનારાયણને પકડવા મોકલ્યા. આરબ જમાદાર બળદેવને ત્યાં આવ્યો, પણ સ્વામિનારાયણની તેજસ્વી મૂર્તિ જોઇ એને પકડવાનું મન જ થયું નહિ. એ તો લાલદાસની પાસે પાછો ગયો અને કહ્યું કે એવા ઓલિયા પુરૂષને હું નહિ પકડું. જંગલી આરબમાં

પણ આવો ફેરફાર જોઈ લાલદાસ વિસ્મય પામ્યો. પણ એટલામાં પાછળ જુએ છે તો સ્વામિનારાયણ એને ઘેર જ આવી ઉભા હતા. એમને જોતાં જ એની ચિત્તવૃત્તિ ફરી ગઈ; એના ઉપર સ્વામિનારાયણ વિષે જુદી જ છાપ પડી. એણે ઉઠીને સ્વામિનારાયણનો આદરસત્કાર કર્યો. સ્વામિનારાયણે એને ઉપદેશ કર્યો અને એની શંકાઓનું સમાધાન કર્યું. પરિણામે એ સ્વામિનારાયણનો શિષ્ય થયો.

સંવત ૧૮૬૯ માં તો એમની દયાનાં અનેક ઉદાહરણો થયાં. કાઠીયાવાડમાં અગણોતેરો કાળ બહુ જ ભયંકર ગયો. એ કાળ કેટલો ભયંકર ગયો હશે તેની કલ્પના કરવાને બે વિગતો પૂરતી થશે. તે વર્ષે ગુજરાતમાં તુવેરનો ભાવ રૂપીયે મણ હતો અને કાઠીયાવાડમાં ચાર રૂપીયે મણ હતો; અને ઘીનો ભાવ સવાશેરીકો હતો; એટલે આજની મોંઘવારીના ભાવો અગણોતેરમાં પણ બોલાયા હતા. એ વર્ષે દુષ્કાળ પડશે એવી આગાહી સ્વામિનારાયણે આગળથી કરી હતી, અને ગામેગામ કાગળો લખાવ્યા હતા કે ઘર વેચી, ઢોર વેચી, ઘરેણાં વેચીને પણ અન્નનો સંગ્રહ કરજો; નહિ તો અન્ન અને દાંતને વેર થશે. કેટલાઓએ એ આજ્ઞા માની અને કેટલાકે મનુષ્યસ્વભાવને વશ થઈ ન ગણકારી. દુષ્કાળની ભયંકરતા તીવ્ર થતી ગઈ. પૈસા આપતાંયે અન્ન ન મળે એવી સ્થિતિ થઈ. સ્વામિનારાયણે પોતાના સત્સંગીઓ ઉપર બોજો ન પડે તેટલા માટે સર્વે સાધુઓને કાઠીયાવાડની બહાર ફરવા મોકલી દીધા અને દર્શનને મિષે પણ એમની પાસે આવવા મનાઈ

કરી. પોતે તે વર્ષે શોક પાળી નખ અને કેશ વધાર્યા. ગુજરાતથી અનાજ મગાવી દાન દેવા લાગ્યા અને પોતે છાના રહી ગામેગામ ફરી સત્સંગીઓની ખબર લેવા માંડી.* દુઃખી સત્સંગીઓને જુદી જુદી રીતે સાહાય્ય કરી; કોઈને અન્ન આપ્યું, કોઈને ગુજરાતમાં મોકલી દીધા. ભૂખ્યાંને અન્નદાન દેવામાં સત્સંગી-ન-સત્સંગી જોવો નહિ એવી એમની આજ્ઞા છે, અને એ પ્રમાણે જ એ પોતે પણ વર્તતા.

પોતે ઘણીવાર ચમત્કાર બતાવતા, અને અગણોતેરામાં ઘણાને પોતાના ઐશ્વર્યથી જ એમણે મદદ કરી હતી. પણ કોઈ રાજા રજવાડાને ચમત્કાર કરી બતાવવો એ એમને ગમતું નહિ. વડોદરાના એક શાસ્ત્રીએ એમને એકવાર કહ્યું કે 'કોઈ મોટા માણસને ચમત્કાર કરી બતાવો તો કેટલો બધો સમાસ થાય!' એની ઇચ્છા સયાજીરાવનો રોગ મટાડાવવાની હતી. સ્વામિનારાયણે કહ્યું, 'મોટા માણસને અને અમને બને એવું ન મળે. મોટા માણસને ધન અને વૈભવનો મદ હોય, અને અમને વૈરાગ અને ત્યાગનો મદ હોય; મોટા માણસ રાજી થાય તો કોઈ ગામ કે ગરાસ આપે તેની અમને ગરજ

---

* આ વર્ષમાં સ્વામિનારાયણને ગુપ્તવાસ રાખવો પડયો હતો. સહજાનંદ સ્વામીની શિષ્યશાખા ઘણી મોટી હોવાથી, એમને કેદ કરવામાં આવે તો એમના છુટકારા માટે ભારે દંડ વસુલ કરી શકાય એવી બુદ્ધિથી દુષ્કાળપીડિત લોકો અને રાજ્યના અધિકારીઓ સહજાનંદ સ્વામીને પકડવા માટે પ્રયત્ન કરી રહ્યા હતા.

ન હોય, અને એમને ભજન અને સત્સંગ કરાવવાનો આગ્રહ હોય તેની એને દરકાર ન હોય; એટલે અમારે અને એને મળતું ન આવે.'

ક્રોધી, માની અને ઈર્ષ્યાળુ ભક્ત સાથે એમને જરાયે સુવાણુ થતું નહિ, અને કામીનો તો વિશ્વાસ જ ન બેસતો કે એ સત્સંગી છે. વળી જે દાંભિક ભક્તિ કરે એના ઉપર બહુ અણગમો રહેતો. ભક્તોમાં એમને શૂરવીર ભક્ત અતિશય ગમતો. જેને નિયમ પાળવામાં શિથિલપણું હોય, જે પોતાને અતિશય તુચ્છ સમજતો હોય, જે પરમેશ્વર કરાવશે તો કરશું કહી તદ્દન પુરુષાર્થહીન હોય, જે એવા ઉદ્‌ગારો કાઢતો હોય કે શું પરમેશ્વરની બધી આજ્ઞાઓ કોઈથી પાળી શકાય છે, કે શું એક જન્મે કોઈનું કલ્યાણ થાય છે, તે ધાર્મિક અને ભક્તિવાન હોય તોપણ એનો સંગ ન કરવો એવો એમનો અભિપ્રાય હતો.

શુષ્કવેદાંતી એટલે જેનું અહંબ્રહ્માસ્મિ માત્ર બોલવામાં જ આવી ગયું હોય પણ અનુભવમાં કે વર્તનમાં ઉતર્યું ન હોય, જે ભક્તિ કે જ્ઞાનનું આલંબન કરી લોકોને અધર્મ કે અનીતિને માર્ગે ચઢાવતા હોય, જે પરમેશ્વર કરતાં પૂર્વકર્મ પર વિશેષ ભાર દેતા હોય એવા ઉપર એમને બહુ અભાવ રહેતો, અને એવાનો સંગ ન થાય એવું પરમેશ્વર પાસે માગવા એમના શિષ્યોને ઉપદેશ દેતા. અસ્તુ.



# કેટલાક પ્રસંગો

એકવાર સહજાનંદ સ્વામી સારંગપુરમાં* વરસાદના ચોમાસામાં રહેતા હતા; તેવામાં ત્રણ દિવસ સુધી એકસરખી વરસાદની હેલી થઈ અને ગામમાં ઘણાં ઘરો પડવા માંડ્યાં.

**ઢોરોની રક્ષા**

તેમાં એક બ્રાહ્મણનું ઘર પણ હતું. એના મોભ નીચે દશવીશ ઢોર દબાવા લાગ્યાં. બ્રાહ્મણ દોડતો સહજાનંદ સ્વામી પાસે આવ્યો અને મદદનો પોકાર કીધો. સહજાનંદ સ્વામીએ પાસે બેઠેલા માણસોને દોડી જવા કહ્યું, પણ કોઈ ઊઠ્યું નહિ. તે જોઈ સહજાનંદ સ્વામીએ પોતે દોડીને ખભેથી મોભ ઊંચો ઝાલી રાખ્યો અને પશુને બહાર કઢાવ્યાં.

---

* કાઠીયાવાડમાં બોટાદ પાસે

**ધૈર્ય દેવાની રીત**

જુનાગઢ તાબામાં પંચાળા ગામના ઠાકોર ઝીણાભાઈ સહજાનંદ સ્વામીના અતિ પ્રિય શિષ્યો પૈકી એક હતા. એના છેલ્લા મંદવાડમાં સહજાનંદ સ્વામી એને જોવા ગયા, અને એને ઉપદેશ આપી શાંતિથી દેહ છોડાવ્યો. ત્યારપછી સહજાનંદ સ્વામીએ ઝીણાભાઈની માતાને બોલાવી એક બાજુ બેસી એમની જોડે નીચે પ્રમાણે વાત શરૂ કરીઃ

સહ૦—તમારે ઝીણાભાઈને પંચાળું એક ગામ છે; તેમાં પણ બે ભાગ છેઃ ઝીણાભાઈનો ને ગગાભાઈનો. તેને બદલે તમારા ઝીણાભાઈને જુનાગઢનું રાજ્ય મળે તો તમે રાજી કે નહિ?

મા૦—ત્યારે તો હું બહુ રાજી થાઉં.

સહ૦—જુનાગઢ કરતાં વડોદરાનું રાજ્ય બહુ મોટું છે; તે રાજ્ય ઝીણાભાઈને મળે તો તમે રાજી કે નહિ?

મા૦—તો તો હું બહુ રાજી થાઉં.

સહ૦—વડોદરાના રાજ્ય કરતાં અંગ્રેજનું રાજ્ય બહુ મોટું છે; તે જો ઝીણાભાઈને પ્રાપ્ત થાય તો તમે રાજી કે નહિ?

મા૦—ત્યારે તો હું અતિ રાજી થાઉં.

સહ૦—આખી પૃથ્વીનું રાજ્ય ઝીણાભાઈને મળે તો તમે રાજી થાઓ કે નહિ?

મા૦—ત્યારે તો હું વળી બહુ જ રાજી થાઉં.

સહ૦—ઝીણાભાઇને ઇંદ્રનું રાજ્ય મળે તો તમે રાજી થાઓ કે નહિ?

મા૦—ત્યારે તો હું ખૂબ જ રાજી થાઉં.

સહ૦—અને આખા બ્રહ્માંડનું રાજ્ય મળે તો?

મા૦—તો તો હું અતિશય રાજી થાઉં.

સહ૦—પણ ઝીણાભાઇ તો ત્યાં રાજ્યગાદી ઉપર બેઠા હોય અને તમને અહીં દેખ્યામાં આવે નહિ, તેનું કેમ?

મા૦—હું જાણું જે મારો દીકરો મોટી રાજ્યગાદી ઉપર બેઠો છે; એમ જાણીને મનમાં બહુ સુખ પામું.

સહ૦—ત્યારે અમે ઝીણાભાઇને સૌથી મોટું રાજ્ય અને મોટું સુખ આપ્યું છે, અને ઝીણાભાઇ તમને પણ ત્યાં તેડી જશે.

એમ કહી ઝીણાભાઇના શબ પાસે તેડી ગયા અને શાંત કર્યાં.

**સમદૃષ્ટિ**

એકવાર સહજાનંદ સ્વામી ધોરાજીમાં એક ગરાસીયાને ત્યાં ઉતર્યા હતા. તે વખતે ગોંડળના દરબાર હઠીભાઈ પણ ધોરાજી આવેલા હતા. સ્વામિનારાયણને ગામમાં આવેલા જાણી દરબારને એનાં દર્શન કરવા જવાની ઇચ્છા થઇ. એક ગરાસીયાએ સલાહ આપી, 'સ્વામિનારાયણ તો સાધુ છે, માટે આપણે રાજાઓએ ત્યાં શું કામ જવું જોઇયે?' પણ દરબારને ગાદીનું અભિમાન ઓછું હતું. એણે રસાલા સાથે જ્યાં સહજાનંદ સ્વામી ઉતર્યા હતા ત્યાં જવા માંડ્યું. તે જાણી, જે ગરાસીયાને ત્યાં સહજાનંદ

સ્વામી ઉતર્યા હતા તે ઉતાવળો વ્યવસ્થા કરવા ઘેર ગયો, અને સહજાનંદ સ્વામીને દરબારના આગમનની ખબર આપી. ગરાસીયાને દરબારનું સ્વાગત કરવા ખરચ કરવું પડે એ રૂચતું ન હતું એમ સહજાનંદ સ્વામીએ જોઈ લીધું, અને તુર્ત જ એક કુંભાર ભક્તને ત્યાં ચાલી નીકળ્યા.

દરબારને રસ્તામાં ખબર પડી કે સહજાનંદ સ્વામી તો કુંભારને ત્યાં જઈ બેઠા. એટલે પેલા સલાહકારે પાછી ગાદીનો શોભો સાચવવાની સલાહ આપી. પણ દરબાર તો સહજાનંદ સ્વામીને મળવા આતુર થઈ રહ્યા હતા. કુંભારને ત્યાં જતાં એને નીચું થવાપણું ન લાગ્યું; પણ કુંભારને ઘેર પોતે આવે છે એમ કહેણ મોકલ્યું. દરબારનું સ્વાગત કેમ. કરવું એ વિષે કુંભાર વિમાસણમાં પડ્યો. પણ સહજાનંદ સ્વામીએ એને નિશ્ચિંતપણે એક ગુણો પાથરવા આજ્ઞા કરી.

હઠીસીંગ આવીને ગુણા ઉપર બેઠા. સહજાનંદ સ્વામીએ એમને ઉપદેશ દેવા માંડ્યો. ઉપદેશ દેતાં દેતાં એક કમંડળમાંથી પાણી પીતા જતા હતા. કુંવરને પણ થોડું પાણી પાયું. દરબાર પણ સરળ વૃત્તિના હતા. એણે સંપ્રદાયના વર્તમાન ધાર્યા.

**શ્રદ્ધા, સંતમહિમા અને નિર્માનિતા**

સત્પુરુષનો કિંચિત્ પણ દૃઢરનો સંબંધ જીવનું હિત કરવાવાળો છે એવી સહજાનંદ સ્વામીની અડગ શ્રદ્ધા હતી. એટલે મનુષ્ય, પ્રાણી અને વનસ્પતિને સુદ્ધાં જે તે ઉપાયે પણ સત્પુરુષોના સમાગમમાં લાવવા એ અતિ

પરિશ્રમ ઉડાવતા. તેટલા માટે ઝાડોને વર્તમાન ધરાવતા અને પ્રાણીઓને પ્રસાદી ખવરાવતા.

દાદાખાચરની નાની દીકરી માંદી પડી અને બચે એમ ન લાગ્યું, ત્યારે સંતોની પંક્તિમાંથી પ્રત્યેક સંતનું પ્રસાદીનું અન્ન ભેગું કરી તેમાંથી બે ગ્રાસ પોતે જમીને પ્રસાદી છોકરી માટે મોકલી કે 'જેથી એનું કલ્યાણ થાય.'

તે જ પ્રમાણે દાદાખાચરની ઘોડી માંદી હતી ત્યારે પાણીના વાસણમાં સર્વે સાધુના પગના અંગુઠા બોળાવી, પોતે તેમાંથી બે અંજલિ ચરણામૃત પીધું અને શેષ પ્રસાદી ઘોડીના કલ્યાણાર્થે મોકલાવી.

એ શ્રદ્ધા સહજાનંદ સ્વામીના શિષ્યોમાં સારી રીતે ઉતરી આવેલી જણાય છે. સાધુ સચ્ચિદાનંદ સ્વામી ખેતી કરતા ત્યારે જે ઝાડો કાપી નાખવાં પડે કે છોડો ઉખેડવા પડે તેને પહેલાં વર્તમાન આપી પછી ઉખેડતા; અને આજ સુધી કોઇ મરતા પ્રાણીના મુખમાં 'સ્વામિનારાયણ' શબ્દનો મંત્રોચ્ચાર કરી પાણીની અંજલિ વડે વર્તમાન ધરાવવાનું દૃશ્ય સંપ્રદાયમાં નવું નથી. *

**સ્નેહાધીનતા** ગામ ભાડેરમાં સહજાનંદ સ્વામી પાતલભાઇને ઘેર પધાર્યા હતા. જમવાનો સમય થયો ત્યારે પાતલભાઇની પત્નીએ સ્વામિનારાયણને પીરસવા માંડ્યું. જમતાં જમતાં બાઇએ પૂછ્યું, 'મહારાજ,

* વર્તમાન ધરાવવનો સર્વે અનુયાયીઓને અધિકાર છે એ વાત અત્રે નોંધી લેવી ઠીક છે.

દૂધ લાવું ?' સહજાનંદ સ્વામીએ કહ્યું, 'ભલે લાવો.' પછી તે બાઇ "પ્રેમમાં ને પ્રેમમાં ઉઠયાં તે છાસની દોણી લાવ્યાં ને મહારાજને દૂધ જાણીને છાશ આપી. તેને મહારાજ પીવા મંડયા ને એમ બોલ્યા જે 'આ દુધ તો ભારે ગળ્યું છે, ને માંઇ સાકર નાખી છે.' એમ કહીને ત્રણ વાર માગીને બધી છાસની દોણી પી ગયા. પછે તે બાઇ બીજા સારૂં છાસ લેવા ગયાં, તારે ખબર પડી એટલે બહુ પશ્ચાત્તાપ કર્યો; અને મહારાજને કે, કે મેં તો તમને છાસ પાઇ ને દૂધ તો રહિ ગયું. તારે મહારાજ કે એ તો દુધ હતું. પછે મહારાજને બતાવ્યું. તારે મહારાજ બોલ્યા 'જે તમે અતિ હેતે કરિને પાઇ તે દુધ કરતાં ગલિ લાગી."

"અને કોઇક સમયને વિષે ગામ ઉપલેટામાં મહારાજ આહિરને ઘેર જઇને કે, 'શું કરો છો ?' તારે તે કે 'મહારાજ, જમિયે છઇયે.' તારે મહારાજ કે 'અમે પણ ભુખ્યા થયા છૈયે તે ખાવા આપો.' પછે તે કે 'મહારાજ, અમારા તો હાથ એઠા છે તે તમે તમારે હાથે લઇને જમો.' પછે મહારાજ પોતાને હાથે કોડલામાંથી ઘેંસ ને દુધ લૈને થાંભલાને ઓઠીંગણ દેઇને જમ્યા. એમ પ્રેમીને ઘેર અણુતેડયા આવે છે, ને બીજાને તો ધ્યાનમાં પણ દુર્લભ છે." (સ્વામી નિર્ગુણદાસની વાતો. ૪૫૨)

એક વાર સ્વામિનારાયણ બોટાદ (કાઠીયાવાડ)માં દાદા ખાચરના દરબારમાં સભા કરીને બેઠા હતા. તેટલામાં ઝાલાવાડનો 'એક અતિ વૃદ્ધ ને નિર્ધન એવો, ને જીર્ણ વસ્ત્ર

જેણે પેર્યાં છે, ને કંપતાં છે અંગ જેનાં, એવો વિપ્ર આવિને મહારાજ સન્મુખ ને સભા કેડે ઉભો રહ્યો; ને માંથે અતિ જીર્ણ પાઘ બાંધેલ તેની ગાંઠને હાથે કરિને સંભાલે તેને મહારાજ એક નજરે જોઈ રહ્યા.' પછી એક ગાંઠ છોડીને એક રૂપીયો હાથમાં લઇને સહજાનંદ સ્વામી પાસે આવ્યો; તેને મહારાજે લાંબો હાથ કરીને લીધો, અને પૂછ્યું કે 'ડોસા, આ રૂપૈયો ક્યાંથી લાવ્યા છો?' ત્યારે તે વૃદ્ધે કહ્યું કે હું ઝંઝાવાડની કાસદે ગયો હતો ત્યાંથી મળ્યો હતો, તે તમને આપવા સારૂ રાખી મેલ્યો હતો.'

સહજાનંદ સ્વામી—તમારી પાઘડી ફાટી ગઈ છે તે લઇયે નહિ ?

બ્રાહ્મણ—પાઘડી લઉં તો તમને શું આપું? મારી પાસે બીજો રૂપીયો નથી, અને આવી પાઘડીએ પણ ચાલ્યું જાય છે.

આ સાંભળી સહજાનંદ સ્વામીએ મુક્તાનંદ સ્વામીને પૂછ્યું, 'આ વિપ્રને કાંઈ કરવાનું બાકી રહ્યું ?' ત્યારે મુક્તાનંદ સ્વામીએ કહ્યું કે 'એણે સંપૂર્ણ પોતાનું કામ સિદ્ધ કરી લીધું.'

---

# કેટલાક શિષ્યોની વાતો

અવતારી પુરુષનું સામર્થ્ય અને ચારિત્ર એમના પોતાના ઉપર આવી પડેલા પ્રસંગોમાં જે રીતે તરી આવે છે, તેમ એમના સમાગમમાં આવેલા શિષ્યો પર એમણે ઉપજાવેલી અસર ઉપરથી પણ જાણી શકાય છે. ગુરુની અથવા ગુરુ માટે સખ્ત કસોટીને કોઈ શિષ્ય સહન કરે તો તેણે ગુરુની કાંઈ અસાધારણ મહત્તા અનુભવી હોવી જોઈએ એમ માનવાને હરકત નથી. આટલા માટે ગુરુના ચરિત્ર સાથે એના જુદા જુદા શિષ્યોનાં પ્રાસંગિક ચિત્રો પણ ગુરુને સમજવા માટે વિચારવા યોગ્ય છે. એવાં કેટલાંક ચિત્રો અહીં રજૂ કર્યાં છે.

**ગુરુ વિષે શ્રદ્ધા અને વૈરાગ્ય —મૂળજીભાઈ**

લીંબડીના શેઠ મૂળજીભાઈ ગઢડામાં દાદાખાચરના કારભારી થઈને રહ્યા હતા. એવામાં એને ઘેરથી દીકરો બહુ માંદો હોવાના સમાચાર લઈને તેડવા માટે માણસ આવ્યો. મૂળજીભાઈ સહજાનંદ સ્વામીની આજ્ઞા

પૂછવા ગયા. પહેલાં તો સહજાનંદ સ્વામીએ ઘેર જવું જ જોઇયે એમ જણાવ્યું. પણ જ્યારે મૂળજીભાઇ પગે લાગીને જવા તૈયાર થયા ત્યારે સહજાનંદ સ્વામીએ કહ્યું કે 'તારો દીકરો દેહ મેલે, તો તને કાંઇ શોક થાય?' મૂળજીભાઇએ કહ્યું, 'તમે એને ધામમાં તેડી જાઓ, તો મને શું કામ શોક થાય?' એ સાંભળી સહજાનંદ સ્વામીએ કહ્યું કે 'તારો દીકરો ધામમાં ગયો છે, માટે નદીએ જઇને નાહી આવ.' એટલે મૂળજીભાઈ નાહી આવ્યા અને મહારાજને પગે લાગીને બેઠા, તથા કોઈ પણ પ્રકારે શોક ન કર્યો.

**ગુરુભક્તિ**

અમદાવાદમાં નરનારાયણ દેવની પ્રતિષ્ઠા કર્યા બાદ બ્રાહ્મણોની ચોરાશી કરવાનો સહજાનંદ સ્વામીએ સંકલ્પ કર્યો, પણ પાસે પૂરતા પૈસા ન હતા. પછી પૈસા ધીરે એવો કોઇ ધનાઢ્ય ભક્ત હોય તો તેની તપાસ કરી. ત્યારે આનંદાનંદ સ્વામીએ લાલદાસ ગોરાનું નામ જણાવ્યું. સહજાનંદ સ્વામીએ લાલદાસને બોલાવીને પોતાનો સંકલ્પ જણાવ્યો. લાલદાસે કહ્યું કે મારી પાસેથી નીકળી શકે, પણ હું મારી પત્નીને પૂછીને આપું. સહજાનંદ સ્વામીએ પત્નીની સંમતિ લેવા લાલદાસને મોકલ્યો. પત્નીએ કહ્યું, 'એ રૂપીયા ભગવાને આપણને આપ્યા છે, ભગવાનના છે, માટે ભગવાનને આપો; અને તમે શું સમજીને મારી સંમતિ માગવાની મહારાજની આગળ વાત કહી?'

એટલે લાલદાસે રૂપીયા લાવીને મહારાજ આગળ મુક્યા. સહજાનંદ સ્વામીએ તે વડે બ્રાહ્મણોની ચોરાશી કરી.

પંક્તિ થયા પછી તુર્ત જ સ્વામિનારાયણ બીજે ગામ નીકળી જવાના હતા; માટે હરિભક્તોએ પૂજા કરવાનું શરૂ કર્યું. કોઠારીઓ ભેટના રૂપીયા ગણવાને બેઠા. પૂજાને અંતે બરાબર સાત હજાર ને અર્ધો રૂપીયો ભેટમાં આવ્યા.

સહજાનંદ સ્વામીએ લાલદાસને એના રૂપીયા પાછા દીધા. તે વખતે લાધા ઠક્કરે કહ્યું કે 'આ તો ભાતા વજે પણ ન વધ્યું.' સહજાનંદ સ્વામીએ ઉત્તર દીધો. 'હું ભેળો છું ત્યાં સુધી તમે ભાતાની શું કામ ચિંતા કરોછો ?'*

આજ્ઞાધીનતા —રાજા ભક્ત

ગામ શીયાણીના રાજા ભક્તને સહજાનંદ સ્વામી પર અત્યંત પ્રીતિ હતી. એક વાર એને ગુરુદેવના દર્શન કરવાની અત્યંત ઇચ્છા થઇ. ત્યારે દર્શન કર્યા પહેલાં અન્ન ન જમવાનો નિશ્ચય કરીને એ ઘેરથી નીકળ્યા; તે અઢાર દિવસે ગઢડે પહોંચ્યા અને ત્યાં દર્શન કરીને પછી જમ્યા.

ત્યાર પછી એ પાર્ષદ થઇને સહજાનંદ સ્વામી પાસે રહ્યા. તેવામાં અછિયાવનાં 'ફૂઇમા'એ પોતાનો દીકરો મરી

* યોગસૂત્રમાં કહ્યું છે કે अस्तेय प्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् । પોતાને અત્યંત આવશ્યક વસ્તુ ઉપરાંત જે મનુષ્ય અનાયાસે મળેલી વસ્તુને સ્વીકારતો નથી, પોતે આવશ્યક વસ્તુને પણ જે એના બદલામાં પૂરતી સેવા કે મહેનત કર્યા વિના લેતો નથી કે મેળવવા ઇચ્છા રાખતો નથી, તે મનુષ્યને જ્યારે પોતાની સદિચ્છા પાર પાડવા ધનની કે સામગ્રીની જરૂર પડે ત્યારે ગમે ત્યાંથી પણ તે આવી મળે જ છે. એવો આ સૂત્રનો સાદો અર્થ છે.

જવાથી એમનો વહીવટ સંભાળી શકે એવો કોઇ માણસ આપવા સહજાનંદ સ્વામીને વિનંતિ કરી. ત્યારે સહજાનંદ સ્વામીએ રાજા ભક્તને એ કામે જવાની આજ્ઞા કરી.

રાજા ભક્તે તુર્ત જ આજ્ઞા માથે ચડાવી પૂછ્યું, 'હું જમવાનું કેમ કરૂં?' સહજાનંદ સ્વામીએ કહ્યું, 'શેર લોટ લઇને જમજો.'

રાજા ભક્તે આજ્ઞા એવી અક્ષરશઃ પાળી કે શેર લોટ સાથે મીઠું પણ લીધું નહિ.

કેટલેક દિવસે 'ફૂઇબા' અને રાજા ભક્ત સહજાનંદ સ્વામીને દર્શને આવ્યાં, ત્યારે 'ફૂઇબા'એ કહ્યું કે 'ભક્ત તો બહુ સારા છે, અને મારો સર્વ વ્યવહાર ઉપાડી લીધો છે, પણ કશું જમતા નથી એ દુઃખ છે.' ત્યારે મહારાજે ભક્તને ન જમવાનું કારણ પૂછ્યું. રાજાભક્તે કહ્યું, 'શેર લોટની આજ્ઞા આપી હતી, તે પ્રમાણે લઇને ખાઉં છું.' સહજાનંદ સ્વામીએ કહ્યું, 'ભાઇ, શેર લોટ લેવાનું કહ્યું એનો અર્થ ઘી ગોળ લેવાં જ નહિ એમ ન હતો.' એટલી એમની આજ્ઞાધીનતા હતી.

રાજા ભક્ત ક્ષાત્ર વૃત્તિના હોવાથી એક વાર બારવટીયાની પાછળ પડતાં એક બારવટીયાની ગોળી વાગવાથી મરણ પામ્યા.*

* કોઇ પણ ગુણોનો અસાધારણ વિકાસ શૂરવીરતા વિના થઇ શકતો નથી. અઢાર દિવસ ઉપવાસ કરી મુસાફરી કરવી,

દાદા ખાચરના સહજાનંદ સ્વામી પ્રત્યેના નિઃશંક વિશ્વાસની વાતો ગણી શકાય નહિ એટલી થાય. જેમ શૂરવીર સિપાઈ સેનાપતિનો હુકમ નીકળતાં એનો અમલ કરવા જ મંડી પડે, તેમ સહજાનંદ સ્વામીનો જરાક ભાવ પણ સમજાતાં—

**દાદા ખાચરનો વિશ્વાસ**

'નહિ શબ્દ કંઇ સામો બોલે
નહિ કેમ કરી કારણુ તોળે
કરીને મરવું એક ધર્મ તળે.'

સહજાનંદ સ્વામી એમને ત્યાં અઠ્યાવીશ વર્ષ ઘર કરીને રહ્યા; સહજાનંદ સ્વામીના શિષ્યો–સંતોના ખર્ચનો એમને ઘસારો ભોગવવો પડે, એ તો ઠીક; સહજાનંદ સ્વામીને માટે એમને કેટલાં રાજદરબારી જોખમ સહન કરવાં પડેલાં, તેમાંયે એની

---

શબ્દશઃ આજ્ઞાપરાયણ થવું, એ સર્વેને માટે શૂરવીરતા—હિંમત જોઇયે છે. લાલદાસ ગોશાની દાન કરવાની વૃત્તિ છતાં ઝટ લઇને ધન આપતાં હિંમત ન ચાલી; કારણકે દાન—સર્વ મિલકતનું દાન—ધનના ઉપર પોતાનો તાબો છે, પોતે ધનને તાબે નથી એવા આત્મ-વિશ્વાસ વિના કેમ સંભવે ? એની સ્ત્રીની ઉદાર વૃત્તિ એવા આત્મ-વિશ્વાસથી ઉપજી હશે એમ ન કહી શકાય, પણ એના ત્યાગ પાછળ લાગણીનું બળ રહ્યું હતું. મનુષ્ય પોતાનાં શરીર, ધન વગેરેનો ભોગ સર્વનો હું સ્વામી છું એવા આત્મવિશ્વાસજન્ય શૌર્યથી કરી શકે અથવા પ્રેમ અને ભયની લાગણીથી પણ કરે. પણ લાગણી-ની તીવ્રતા થયા વિના કે હિંમત વિના કેવળ બુદ્ધિને સમજવાથી વર્તન થઈ શકતું નથી.

ક્ષાત્રવૃત્તિ કરતાં વિશેષ ન ગણીયે; પણ તે બધું છતાં સહજાનંદ સ્વામીએ એમની કસોટી કરવામાંયે બાકી રાખી ન હતી. એક વાર સહજાનંદ સ્વામીએ એમને પોતાનો ગરાસ પોતાની બહેનોને લખી આપવા કહ્યું. તે જ ક્ષણે દાદા ખાચરે એ પ્રમાણે કર્યું. પછી સહજાનંદ સ્વામીએ પૂછ્યું, 'હવે તમે શું કરશો ?' દાદા ખાચર બોલ્યા મહારાજ, 'ભાવનગરના દરબારમાં જઇને નોકર રહીશ.' દાદા ખાચર નીકળવાને તૈયાર થયા ત્યારે સહજાનંદ સ્વામીએ કહ્યું, 'ભાવનગર દરબારની નોકરી કરો તેના કરતાં અહીં રહી તમારી બહેનોનો કારભાર સંભાળો તો ? એ તમને વર્ષે સો રૂપીયા દેશે.' દાદો કહે, 'ભલે મહારાજ, જેવી તમારી આજ્ઞા.'

એક વર્ષ સુધી દાદાએ બહેનોની વતી કારભાર ચલાવ્યો. પછી સહજાનંદ સ્વામીએ બહેનોને કહ્યું, 'તમારે ત્યાગી સ્ત્રીઓને ગરાસ શું કામ જોઇયે ? પાછો દાદા ખાચરને સોંપી દો તો ઠીક.' બહેનો ભાઇ કરતાં નિઃસ્પૃહતામાં ઉતરે એવી ન હતી. તેમણે લેખ પાછો સોંપ્યો અને દાદા ખાચર પાછા દરબાર બન્યા.

'ભક્ત આધીન છે શ્યામસુંદર સદા' એમ કવિએ ગાયું છે, પણ ગુરુને આધીન કરનાર ભક્ત તે કોણ તેનું દાદા ખાચર અત્યુત્તમ દૃષ્ટાન્ત છે.

---

# સાંપ્રદાયિક પુસ્તકો

સ્વામિનારાયણ સંપ્રદાયનો ત્યાર પછીનો ઇતિહાસ માંડયા પહેલાં એ સંપ્રદાયના મુખ્ય ગ્રંથો તથા સિદ્ધાન્તોનો ઉલ્લેખ કરવો ઠીક થઇ પડશે.

સ્વામિનારાયણ સંપ્રદાયનું સાર્વજનિક ધર્મશાસ્ત્ર એ સહજાનંદ સ્વામીની **શિક્ષાપત્રી** છે, અને તે ઉપરાંત **ધર્મામૃત** અને **નિષ્કામ શુદ્ધિ** ત્યાગીઓ માટેનાં વિશેષ પુસ્તકો છે. સંપ્રદાયનું અધ્યાત્મશાસ્ત્ર એ સહજાનંદ સ્વામીનાં **વચનામૃતોનો** સંગ્રહ છે.

**શિક્ષાપત્રી**

શિક્ષાપત્રી એ ૨૧૧ અનુષ્ટુપ અને એક ઉપજાતિવૃત્તનું નાનકડું પુસ્તક છે. પોતાના સર્વે શિષ્યોને પાળવાના ધર્મોને એક પત્રરૂપે સહજાનંદ સ્વામીએ એમાં દર્શાવ્યા છે. એ ૨૧૨ શ્લોકની વહેંચણી નીચે પ્રમાણે છે:

૧૦ શ્લોક પ્રાસ્તાવિક.

૩૮ શ્લોકમાં સદાચાર, શિષ્ટાચાર, શૌચ અને સ્વચ્છતા
 તથા સાંપ્રદાયિક ચિહ્નોના ધારણના નિયમો
 આપ્યા છે.

૧૮ ,, સત્સંગીઓએ કરવાનાં નિત્યકર્મોનો વિધિ છે.

૯ ,, વિશેષ પ્રકારના નીતિના નિયમો છે.

૧૭ ,, સત્સંગીઓનાં નૈમિત્તિક કર્મો છે.

૧૦ ,, સંપ્રદાયના માન્ય ગ્રંથોની સમજણ છે.

૨૦ ,, સંપ્રદાયના તાત્ત્વિક સિદ્ધાન્તોનો સારાંશ છે.

૧૨ " આચાર્ય તથા આચાર્યપત્નીના વિશેષ
 ધર્મો વર્ણવ્યા છે.

૨૨ " ગૃહસ્થોના વિશેષ ધર્મો છે.

૨ શ્લોક રાજાઓના ધર્મને લગતા છે.

૧૬ " સધવા વિધવા સ્ત્રીઓના ધર્મ પરત્વે છે.

૧૩ " બ્રહ્મચારીના ધર્મ માટે છે.

૧૫ " સાધુઓના ધર્મના છે.

૧૦ શ્લોકમાં સમારોપ છે.

શિક્ષાપત્રીની મિતિ સંવત ૧૮૮૨ ના મહા શુદ પાંચમની છે.

આ પત્રીમાં પણ મોટા નિયમો અગીયાર મનાયા છે. મંદિરમાં રોજ સાયંપ્રાર્થના વખતે બોલાતા દોહરાઓમાં એનો સમાવેશ નીચે પ્રમાણે છે:

(૧) હિંસા ન કરવી જંતકી, (૨) પર ત્રિયા સંગકો ત્યાગ;
(૩) માંસ ન ખાવત, (૪) મદ્યકો પીવત નહિ બડભાગ.

(૫) વિધવાકો સ્પર્શત નાહ, (૬) કરત ન આત્મઘાત;
(૭) ચોરી ન કરની કાહુકી, (૮) કલંક ન કોઉકો લગાત.
(૯) નિંદત નહિ કોઉ દેવકો, (૧૦) બિન ખપતો નહિ ખાત;
(૧૧) વિમુખ જીવકે વદનસે, કથા સુની નહિ જાત.

શિક્ષાપત્રીનું લખાણ અતિશય ટુંકું છે, એટલે એનો સારાંશ આપવો અશક્ય છે. એમાંની કેટલીક આજ્ઞાઓ કેવા પ્રકારની છે તેનાં દૃષ્ટાંતો આપીને જ એ બતાવું છું.

આરોગ્યનો વિષય લ્યો:

૩૦મા શ્લોકમાં આજ્ઞા છે કે ગાળ્યા વિનાનું જળ તથા દૂધ ન પીવું, અને જે જળને વિષે ઝીણા જીવ ઘણાક હોય તે જળે કરીને સ્નાનાદિક ક્રિયા ન કરવી.

૩૨મા શ્લોકમાં કહે છે કે લોક અને શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં સ્થળોમાં મળમૂત્ર ન કરવાં કે થુંકવું પણ નહિ; એ શ્લોકનો ગુજરાતી અર્થ કરતાં નિત્યાનંદ સ્વામી નિષિદ્ધ સ્થાનકો ગણાવે છે તે જીર્ણ દેવાલય, નદી-તળાવના આરા, ચાલવાના માર્ગ, વાવેલું ખેતર, વૃક્ષની છાયા અને ફુલવાડી, બગીચા.

આટલા બે નિયમો જ જો પ્રજા પાળતી થઈ જાય તો ભારતવર્ષના રોગો ટાળવાનો એક ઉકેલ મળી જાય.

વળી વ્યવહાર પરત્વે બે શ્લોક લો. શ્લોક ૧૪૫ તથા ૧૪૬ માં ગૃહસ્થને કહ્યું છે કે,

'પોતાની ઉપજ પ્રમાણે નિરંતર ખર્ચ કરવો, પણ તે ઉપરાંત ન કરવો; અને જે ઉપજ કરતાં વધારે ખર્ચ કરે છે

તેને મોટું દુઃખ થાય છે, એમ મનમાં નક્કી જાણવું; તથા પોતાના વ્યવહારકાર્યમાં જેટલા ધનની ઉપજ હોય તથા જેટલો ખર્ચ હોય, તે બેયને સંભારીને નિત્ય પ્રત્યે, રૂડા અક્ષરે, પોતે તેનું નામું લખવું.'*

બ્રહ્મચારીના ધર્મોમાં પણ નીચેના બે શ્લોક ટાંકવા જેવા છેઃ

" બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થાય એવું ગુરુનું વચન પણ ન માનવું; " (૧૮૦)

" જો ક્યારેક સ્ત્રીઓનો અથવા પોતાનો પ્રાણ નાશ થાય એવો આપત્કાળ આવી પડે, ત્યારે તો તે સ્ત્રીઓને અડીને અથવા તે સાથે બોલીને પણ તે સ્ત્રીઓની રક્ષા કરવી અને પોતાની પણ રક્ષા કરવી." (૧૮૨)

સંપ્રદાયનો વેદાંતસિદ્ધાન્ત એક જ શ્લોકમાં નીચે પ્રમાણે શિક્ષાપત્રીમાં આપ્યો છેઃ

---

*એમ લાગવાનો સંભવ છે કે આવા નિયમોને માટે કાંઈ શિક્ષાપત્રીની જરૂર છે? પણ જેને આવા નિયમો આજ્ઞા રૂપે આલવા પડેલા તેણે કયા વર્ગનું કલ્યાણ કરવા નિરન્તર પ્રયત્ન કર્યો હશે તેનો ખ્યાલ આવી શકે એમ છે. સહજાનંદ સ્વામીના શિષ્યો ઘણાખરા નીચલા વર્ગના છે એમ એમની હાંસી કરવા માટે કહેવામાં આવતું. પણ એ જ વસ્તુ એની અપાર કરુણા, દયા અને જનતા માટે લાગણીના પુરાવા રૂપે હમેશાં રહેશે. વાણીયા, પાટીદાર, સુથાર, કડીયા, દરજી, મોચી વગેરે જાતોને એમણે કેટલી સમૃદ્ધ અને આચારશુદ્ધ કરી તે વર્ણવી શકાય એમ નથી.

निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् ।
विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥ ११६

શિક્ષાપત્રીની આજ્ઞાઓ શરૂ થતાં, પહેલા ત્રણ શ્લોક, તથા આજ્ઞાઓ સમાપ્ત થતાં ઉપાન્ત્ય શ્લોક, સત્યાગ્રહના મુખ્ય સિદ્ધાન્તો છે એ પણ ચમત્કારિક છે.

૧૧મા, ૧૨મા અને ૧૩મા શ્લોકમાં અહિંસા વિષે નીચે પ્રમાણે આજ્ઞાઓ છેઃ

'અમારા સત્સંગીએ કોઈ જીવ પ્રાણી માત્રની હિંસા ન કરવી, અને જાણીને તો જુ, માકડ, ચાંચડ આદિક ઝીણા જીવ તેમની પણ હિંસા ક્યારેય ન કરવી; અને દેવતા ને પિતૃના યજ્ઞને અર્થે પણ બકરાં, મૃગલાં, સસલાં, માછલાં આદિક કોઇ જીવની હિંસા ન કરવી; કેમ જે અહિંસા છે તે જ મોટો ધર્મ છે, એમ સર્વ શાસ્ત્રમાં કહ્યું છે.

અને સ્ત્રી, ધન અને રાજ્યની પ્રાપ્તિને અર્થે પણ કોઇ મનુષ્યની હિંસા તો કોઈ પ્રકારે ક્યારેય પણ ન જ કરવી.'

આ આજ્ઞાઓ સર્વ સત્સંગીઓ માટે છે.

સાધુ પુરુષોને માટે નીચેની આજ્ઞા વિશેષ છેઃ 'સાધુ ને બ્રહ્મચારી તેમણે કોઇક કુમતિવાળા દુષ્ટ જન હોય, ને તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહન જ કરવું, પણ તેને સામી ગાળ ન દેવી ને મારવો નહિ, ને તેનું જેમ હિત થાય તેમજ મનમાં ચિંતવન કરવું, પણ તેનું ભુંડું થાય એવો તો સંકલ્પ પણ ન કરવો.' (૨૦૧)

આ વૃત્તિ કેવી રીતે કેળવાઇ હતી તેનું એક દૃષ્ટાન્ત આપવું ઠીક થઈ પડશે. કાઠીયાવાડના જુનાસાવર ગામમાં કૃપાનંદ સ્વામી વગેરે કેટલાક સાધુઓ એક ગરીબ હરિભક્તને ઘેર ઉતર્યા હતા. ગામના કાઠી દરબારને સ્વામિનારાયણના સાધુઓ ઉપર તિરસ્કાર હતો. એ કહેતો કે એ આવશે તો ગામનાં છોકરાંને ભગતડાં બનાવી બગાડી દેશે. તેથી એણે સાધુઓને ગામમાંથી કાઢી મુકયા. સાધુઓ ગામ બહાર જઇ પેલા ભકતના ખેતરમાં રહ્યા અને ભક્ત પણ ત્યાં જઇ બેઠો. સાધુઓએ ભક્તને પૂછ્યું, 'દરબારને કાંઇ સંતતિ છે?' ભકતે કહ્યું, 'ના મહારાજ, એવા પાપીને સંતતિ શાની હોય ?' સાધુઓએ કહ્યું, 'ચાલો ત્યારે આજે આપણે ભજન કરીને ભગવાનની પ્રાર્થના કરીયે કે એ દરબારને એક ઉત્તમ ભક્ત પુત્ર થઇ એના કુળનું અને ગામનું કલ્યાણ કરે, તથા આવા સાધુઓને પોતાને ઘેર ઉતારે !' પરમેશ્વરે એ પ્રાર્થના સાંભળી અને એનો પુત્ર જીવણો ખુમાણ બહુ પવિત્ર અને સાધુ પુરુષ થયો.

**ધર્મામૃત અને નિષ્કામ શુદ્ધિ** ધર્મામૃત અને નિષ્કામશુદ્ધિમાં ત્યાગીઓના ધર્મો અને નિષ્કામ ધર્મમાં કાંઈ દોષ આવે ત્યારે કરવાનો પ્રાયશ્ચિત્ત વિધિ છે.

સંપ્રદાયના ત્યાગીઓમાં ત્રણ ભેદ છેઃ બ્રહ્મચારી, સાધુ અને પાર્ષદ. બ્રાહ્મણ વર્ગના ત્યાગીઓ બ્રહ્મચારી કહેવાય છે; ક્ષત્રિય અને વૈશ્ય એ સાધુ થઈ શકે છે એ બન્ને પ્રકારના ત્યાગીઓને અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળવું પડે છે અને

ધનનો ત્યાગ રાખવો પડે છે. પણ બ્રહ્મચારીઓ ધાતુપાત્રનો ઉપયોગ કરી શકે છે, જ્યારે સાધુઓ કાષ્ઠપાત્ર અને તુંબડી-નો જ ઉપયોગ કરે છે. બ્રહ્મચારી સફેદ ધોતીયું અને ભગવું ઉપવસ્ત્ર પહેરે છે અને લાલ ટોપી રાખે છે; સાધુઓ સર્વાંગે ભગવાં રાખે છે.

પાર્ષદ એ બ્રહ્મચર્ય પાળે છે પણ આઠે પ્રકારનું નહિ. કેટલાક આચાર્યની આજ્ઞાથી સ્ત્રીઓ સાથે બોલી શકે છે, પણ એમને અડકી શકતા નથી. અપરિગ્રહ એમણે પાળ-વાનો હોય છે, પણ ધનનો સ્પર્શ ન કરાય એમ નથી. એટલે એ મંદિરનો આર્થિક વ્યવહાર સંભાળી શકે છે. એ ભગવાં પહેરતા નથી, પણ શ્વેત વસ્ત્રો જ પહેરે છે. કોઇ પણ ત્યાગીએ કસુંબા વગેરેથી રંગેલાં કે રેશમી કે જરીની કિનાર વાળાં વસ્ત્રો પહેરવાં અધર્મ ગણાય છે. બ્રહ્મચારી અને સાધુઓ ઘણુંખરું સીવીને તૈયાર કરેલાં કપડાં,—એટલે બદન કે કફની વગેરે—પહેરતા નથી, પણ એક ધોતીયું અને એક ઓઢવાનું વસ્ત્ર એટલું જ ધારે છે. પાર્ષદોને બદન કે અંગરખો પહેરવાની મનાઇ નથી. એ બધા ત્યાગીઓ માથા ઉપર રૂમાલ બાંધે છે. પાર્ષદોનો રૂમાલ ધોળો હોય છે અને બીજા બે આશ્રમવાસીઓનો ભગવો હોય છે. બ્રહ્મચારીઓ અને સાધુઓ જનોઇ પહેરે છે, પાર્ષદો એ બાબતમાં પોતાના પૂર્વાશ્રમના નિયમ પ્રમાણે વર્તે છે. મંદિરની બહાર ત્યાગીઓ એકલા જઇ શકતા નથી. મંદિર બહાર જવું હોય તો ઓછામાં ઓછા

જણુ હોવા જોઇએ. સભા કે ભિક્ષાના કારણ સિવાય
ાને ઘેર જવાની ત્યાગીને મનાઇ છે.

સહજાનંદ સ્વામીનાં વચનામૃતોનો સંગ્રહ એ તો ગુજ-
રાતી ભાષાનું એક રત્ન છે. સાધનદશામાં
**વચનામૃત** આધ્યાત્મિક અને વિચારમય જીવન ગાળવા
નારને ગુજરાતી ભાષામાં આવું પુસ્તક વિચાર્યા વિના
 જ ચાલે એમ મને લાગે છે. એ પુસ્તકનું મનન અને
ભ્યાસન કરી એના સિદ્ધાન્તો અને ઉપદેશોને જીવનમાં
રવા પ્રયત્ન કરનાર ચડયા વિના રહે જ નહિ. આધ્યાત્મિક
ાન્તોના રહસ્યથી અને તેનો સાક્ષાત્કાર કરવા માટે વ્યાવ-
ક સૂચનાઓથી ભરપૂર ભાષામાં આટલું નાનકડું પુસ્તક
તે વખતના ગુજરાતી ગદ્યનો એ ઉત્તમમાં ઉત્તમ નમુનો
એની ભાષા બહુ મુદ્દાસર, ટુંકી, એક જ અર્થ દર્શાવનારી,
ભણેલાને પણ સમજાય તેવા સહેલા શબ્દો અને સરળ
રચનાવાળી અને જરૂર પડે ત્યાં અર્થને સ્પષ્ટ કરે
દૃષ્ટાન્તોવાળી છે. એમાં યોગ્ય ઠેકાણે યોગ્ય શબ્દોનો જ
ગ દેખાશે. એમાં કોઇ ઠેકાણે ભ્રમકારક, સંશયાત્મક કે
 વાત જોવામાં નહિ આવે. એમાં ઠેકાણે ઠેકાણે એ
ાના કહેનારનો સ્વાનુભવ પ્રત્યક્ષ થાય છે.

આ વચનામૃતોના સંગ્રહ માટે સત્સંગ સદ્ગુરુ સ્વામી-
મુક્તાનંદ, ગોપાળાનંદ, નિત્યાનંદ તથા શુકાનંદનો
ારી છે. સહજાનંદ સ્વામીનો ચિરસ્થાયી આ જ અમૂલ્ય

વારસો છે. એ સંગ્રહ મૂળ ગુજરાતીમાં જ થયેલો હોઇ, સંસ્કૃતમાં એનો અનુવાદ પણ થયો છે. એ ચારે સદ્ગુરુઓ જ્યારે સ્વામિનારાયણ જ્ઞાનવાર્તા કરતા ત્યારે ટિપ્પણ કરી લેતા અને ભેગા મળી પ્રમાણરૂપ થાય એવો એક લેખ તૈયાર કરતા. ચારેમાં સદ્ગુરુ શુકાનંદ સૌથી નાના હતા, અને જ્યારથી એ સંપ્રદાયમાં દાખલ થયા ત્યારથી સહજાનંદ સ્વામીના ખાનગી મંત્રી જેવા હતા. એ સંગ્રહને વર્તમાન સ્વરૂપમાં મુકવા માટે આદ્ય ખરડો શુકાનંદ સ્વામીની કલમથી થયેલો છે એમ કહેવાય છે. કવિ દલપતરામે એ કાર્યનું શ્રેય મુક્તાનંદ સ્વામીને આપ્યું છે અને એમની સ્તુતિ પર એક સંસ્કૃત શ્લોકમાં* પણ એવી જ જાતનું વિધાન છે, તે કદાચિત ભૂલભરેલી માહિતી પરથી હશે અથવા માનાર્થે હશે. વળી એક વચનામૃતમાં નિત્યાનંદ સ્વામીએ તે દિવસ સુધીનાં વચનામૃતોનો સંગ્રહ સહજાનંદ સ્વામીને બતાવ્યો અને તે જોઈ એ બહુ ખુશ થયા એમ લખાયેલું છે. નિત્યાનંદ સ્વામી ઉદ્ધવ સંપ્રદાયના સકલ હાર્દજ્ઞ તરીકે પ્રસિદ્ધ છે. તે પણ કેવળ એ કાર્યના નેતા તરીકે હશે.

પણ ચારે સદ્ગુરુઓએ સાથે મળી તેને એક સ્વરૂપ આપ્યું છે એ નિર્વિવાદ છે અને એ બહુ સારૂં થયું છે. એ

---

* કવિ દલપતરામનું વિધાન આ પ્રમાણે છે:
वचनामृत हरिवदनके कर्णपुट करी पान ।
लिख सु सब सत्संगको, दीना जीवनदान ॥
(પુરૂષોત્તમચરિત્ર અ. ૨.)

ચારે સદ્‌ગુરુઓના સહકાર્યથી એ પુસ્તક બીલકુલ પાઠભેદ વિનાનું થઇ શક્યું છે.

યદ્યપિ વચનામૃતમાં પાઠભેદ નથી તોપણ સંખ્યાભેદ તથા વસ્તુભેદ થયો છે. વચનામૃતની જૂની આવૃત્તિમાં વચનામૃતોની સંખ્યા ૨૬૨ ની છે. એટલું તો ચોક્કસ છે કે દશ વર્ષમાં (છેલ્લાં દશ વર્ષનાં વચનામૃતનો જ સંગ્રહ થયો છે) માત્ર ૨૬૨ વચનામૃતો થઇ ન શકે; એટલે મૂળ ખરડાઓમાં એની સંખ્યા ઘણી મોટી છે. પણ ચાર સંગ્રાહકોએ એમાંથી એમને યોગ્ય લાગ્યાં એવાં ૨૬૨ વચનામૃતો તારવી કાઢી પ્રમાણરૂપ પુસ્તક બનાવ્યું. સંવત્ ૧૯૨૧માં અમદાવાદના આચાર્ય અયોધ્યાપ્રસાદજીએ વચનામૃતોનું સંશોધન કરાવ્યું. એમણે મૂળ ખરડાઓ પણ શોધ્યા અને એમાંથી ૧૧ વિશેષ વચનામૃતો તથા કેટલાંક વચનામૃતોમાં વિશેષ વિધાનો ઉમેરી અમદાવાદની આવૃત્તિમાં દાખલ કર્યાં. એવી રીતે અમદાવાદની વચનામૃતની આવૃત્તિમાં ૨૭૩ની સંખ્યા થઇ છે. એ નવાં ઉમેરેલાં વચનામૃતોની ભાષા દેખીતી રીતે કાંઇક જુદી પડે છે. વળી એ અગીયારે વચનામૃતોમાં નરનારાયણ દેવ સંબંધી એક નવીન વિષય સમાન છે; એ વિષય બાકીનાં ૨૬૨ વચનામૃતો પૈકી એકેમાં નથી. વળી ૨૬૨ વચનામૃતોમાં સહજાનંદ સ્વામીના ચમત્કારોની વાતોનો ઉલ્લેખ ન થાય, પણ કેવળ આધ્યાત્મિક વિષયોનો જ સમાવેશ થાય એવી દૃષ્ટિ રાખેલી જણાય છે; એ દૃષ્ટિ આ વચનામૃતોમાં નથી સચવાઇ. આ સર્વે કારણોને લીધે એ નવીન ઉમેરેલાં વચનામૃતો સર્વમાન્ય નથી થયાં.

# સહજાનંદ સ્વામીનું તત્ત્વજ્ઞાન

હવે સંપ્રદાયનો જ્ઞાનમાર્ગને શો આદેશ છે તે ઉપર વિવેચન કરવા ધારૂં છું. મેં એવો આા

**સ્વામિનારાયણીય જ્ઞાનમાર્ગ**

મુકાયેલો સાંભળ્યો છે કે સ્વામિનારાય ધર્મમાં ઉંડું રહસ્ય નથી. એ કેવળ જ્ઞ વિનાના સદાચારીઓનો પંથ છે, પુષ્ટિમાર્ગનો કે કોઇ બીજા વૈષ્ પંથનો એ એક ફાંટો જ છે, પણ તેનો કોઇ સ્વતંત્ર મત સિદ્ધાંત નથી. આ આક્ષેપ કેવળ સંપ્રદાય વિષેના અજ્ઞાન મુકાયેલો છે, એ હું બતાવવા ઇચ્છું છું.

સર્વે વેદધર્મોનો મૂળ પાયો સ્વાનુભવ છે. પોત મળેલા અનુભવને સિદ્ધાન્તની રીતે સમજવામાં વાદોની રચ થાય છે. એ અનુભવ જેટલો ઓછોવત્તો–પૂર્ણ હોય તેટ વાદ ફેર થાય જ. સંપૂર્ણ સત્ય સર્વે વાદોથી પર, સ્વયંસિ

ગ્રન્થોના આધારોથી પર હોવું જોઈએ.* તેથી આ સિદ્ધાંતો-
ના સમર્થનમાં હું અત્રે પડીશ નહિ. આપી શકાય એવું
પ્રમાણ તે સહજાનંદ સ્વામીનાં નીચેનાં વાક્યો છે:

"આ જે વાર્તા છે તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે,
માટે એમાં કાંઈ સંશય નથી." (વચના. ગ. પ્ર. ૬૪)

વળી પાછું,

"આ જે અમે તમને વાત કહી, તે સર્વે શાસ્ત્રોનો
સિદ્ધાંત છે ને અનુભવમાં પણ એમ જ દૃઢ છે. અને અમે
પ્રત્યક્ષ નજરે જોઈને તમને આ વાત કહી છે, ને જો પ્રત્યક્ષ
જોઈને ન કહી હોય તો અમને સર્વે પરમહંસના સમ છે."
(વચના. ગ. મ. ૧૩)

**વેદાંત મત**

સાધારણતઃ એમ કહી શકાય કે સ્વામિનારાયણને
રામાનુજનો વિશિષ્ટાદ્વૈત મત માન્ય હતો. મતં વિશિષ્ટાદ્વૈતં મે
એમ શિક્ષાપત્રીમાં વાક્ય છે. બ્રહ્મસૂત્ર
અને ગીતા ઉપરનાં રામાનુજ ભાષ્યોને
તમણે પ્રમાણરૂપ ગણ્યાં છે, તથા ગુરુ-
પરંપરામાં રામાનુજને આદિ ગુરુ તરીકે સ્વીકાર્યા છે. તોપણ
એ બન્ને સંપ્રદાયો બધી રીતે એકસરખા જ છે એમ કહી
શકાય નહિ; અને સહજાનંદીય તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ રામાનુજીય
દૃષ્ટિ કરતાં અગત્યનાં બાબતોમાં ભિન્ન પડે છે, એમ મારું
માનવું છે.

---

* 'સ્વામિનારાયણીય જ્ઞાન માર્ગ' ઉપર પાછળ નોંધ જુઓ.

પરમાત્મા

પરબ્રહ્મ અથવા પરમાત્મા એ સ્વામિનારાયણીઓના ઇષ્ટ દેવ છે. એનો સ્વામિનારાયણરૂપે આ પૃથ્વીમાં અવિર્ભાવ થયો એવો એમના અનુયાયીઓનો આગ્રહ છે. માયાનાં તત્ત્વોથી થયેલો એમનો આકાર નથી તેથી એને નિરાકાર કહે છે, પણ વસ્તુતઃ એ દિવ્ય સાકાર મૂર્તિ છે. એ પરબ્રહ્મ સ્વરૂપને રામાનુજ સંપ્રદાયમાં ચતુર્ભુજ વર્ણવેલું છે, અને એ મતને અનુસરી રામાનુજીઓ લક્ષ્મીનારાયણની ઉપાસના કરે છે. સ્વામિનારાયણ સંપ્રદાયમાં પરમાત્માની દ્વિભુજ મૂર્તિની ઉપાસના છે. બહુભુજપણે જણાવું એ પરમાત્માની વિભૂતિ છે. એ પરમાત્મા એકદેશી છે પણ એકદેશી છતાં સર્વ ઠેકાણે ભાસી શકે છે. જેમ રાજા એક દેશમાં રહ્યા છતાં પોતાની સત્તા વડે આખા રાજ્યમાં ભાસે છે તેમ; અથવા એમનું જ દૃષ્ટાન્ત લઈ કહું તો, " જેમ કોઇક પુરુષે સૂર્યની ઉપાસના કરી હોય, પછી સૂર્ય તેને પોતાના સરખી દૃષ્ટિ આપે ત્યારે તે પુરુષ જ્યાં સુધી સૂર્યની દૃષ્ટિ પોહોંચતી હોય ત્યાં સુધી દેખે, અને વળી જેમ સિદ્ધ દશાવાળો પુરુષ હોય તે હજારો ને લાખો ગાઉ ઉપર કોઇક વાત કરતો હોય, તે જેમ પાસે વાર્તા કરે ને સાંભળે, તેમ જ લાખો ગાઉ ઉપર કાંઇક વસ્તુ પડી હોય તેને મનુષ્યના જેવડા હાથ તેણે કરીને ઉપાડે, તેમ શ્રીકૃષ્ણ ભગવાન એકરૂપે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને જ્યાં દર્શન દેવાં હોય ત્યાં દર્શન આપે છે, અને એકરૂપ થકા અનંતરૂપે ભાસે છે........અને ભગવાનને ગ્રંથમાં

્યાપક કહ્યા છે, તે તો મૂર્તિમાન છે તે જ પોતાની સામર્થીએ
ારીને એક ઠેકાણે રહ્યા થકા દર્શન આપે છે; પણ આકાશની
ેઠે અરૂપ થકા વ્યાપક નથી." (વચના. વ. ૧૩.) એ
ારમાત્મા સર્વેના નિયંતા અને કર્મફલપ્રદાતા છે, અને સર્વને
ાુક્તિદાતા છે તથા દયા, પ્રેમ, શાંતિ વગેરે અનેક કલ્યાણકારી
ાુણે યુક્ત છે; એ અદ્વિતીય છે, એટલે એના જેવું કોઈ છે
ાહિ, થશે નહિ, થઈ શકે નહિ. એ પરમાત્માની મૂર્તિ
ાનશ્યામ છે, પણ અતિશય તેજને લીધે શ્યામ નથી લાગતી
ાણ શ્વેત જણાય છે; ક્યારેક તો એ મૂર્તિ મુક્તના મંડળથી
વેંટાયેલી હોય છે, અને તે સર્વે મુક્ત એક નજરે ભગવાનની
ાૂર્તિ સામું જોઈ રહે છે. અને કયારેક એ સર્વે મુક્તને
ાોતાની મૂર્તિમાં લીન કરી દઈ, પુરુષોત્તમ એકલા જ રહે છે.
એ પરમેશ્વરના સ્વરૂપમાં ભાગ ત્યાગ કરી શકાય નહિ; એટલે
ેમ દેહ અને જીવ જુદાં છે તેમ પરમેશ્વરની ઘનશ્યામ
ાૂર્તિમાં કોઈક પરમેશ્વરનો આત્મા છે, એ સમજણ સહજાનંદ
વામીને માન્ય જણાતી નથી.

**અક્ષર અથવા બ્રહ્મ**

એ પરમાત્માનું નિવાસસ્થાન—એની ચિત્શક્તિ—તે બ્રહ્મ છે. એને અક્ષરધામ, અમૃત, પરમપદ અને ચિદાકાશ એમ પણ કહે છે. એ "કોટિ કોટિ સૂર્ય, ચંદ્ર ને અગ્નિ તે સરખું
ાકાશમાન છે, ને દિવ્ય છે, ને અત્યંત શ્વેત છે, ને સચ્ચિદાનંદ
ાપ છે." જે સર્વ બ્રહ્માણ્ડોમાં વ્યાપીને રહ્યું છે, જેમાં
ાહ્માણ્ડો અણુ અણુ પેઠે ઉડતાં ફરે છે, તે એ સર્વવ્યાપી

તત્ત્વ છે. ચારે દિશામાં અને અધોર્ધ્વ એ અપાર છે. સગુણ નિર્ગુણ * એ રૂપે એ ભાસે છે. સગુણરૂપે એ સ્થૂળ કરતાં પણ અતિશય સ્થૂળ છે, કારણકે વિશ્વથી પણ એ વિશેષ છે. નિર્ગુણ રૂપે એ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, કારણ કે એ સર્વત્ર વ્યાપી શકે છે. વળી એ સાકાર અને નિરાકાર બે રૂપે છે. નિરાકારરૂપે એ સર્વે બ્રહ્માણ્ડોને ધારણ કરનાર, અનંત અને તેજોમય, દિવ્ય વસ્તુ છે. જ્યાં પરમાત્મા વિરાજે છે ત્યાં એ અક્ષરનું મધ્ય છે. સાકારરૂપે એ દિવ્ય તનુધારી પરમાત્માની સેવામાં રહેલું સ્વરૂપ છે.

પરબ્રહ્મ તથા બ્રહ્મ બન્ને આદિ તથા અંત રહિત છે. એમનો સંબંધ નિત્ય છે. ઉત્પત્તિ કે પ્રલયકાળનો કોઇ વિકાર એમને થતો નથી; કારણકે એમને માયાનું બંધન નથી. ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયાવસ્થા માયાને સંલગ્ન છે.

**માયા અને ઇશ્વર**

માયા એ ત્રીજું અનાદિ તત્ત્વ છે. માયા આત્યંતિક પ્રલય કાળે બ્રહ્મમાં લીન રહે છે. ઉત્પત્તિ કાળે પરમાત્માની ઇચ્છાથી બ્રહ્મ પુરુષ રૂપે થઈ પોતામાંથી માયાને ઉપજાવે છે.

---

* સગુણ અને નિર્ગુણ શબ્દોનો સંપ્રદાયમાં સમજાતો અર્થ સ્પષ્ટ કરવો યોગ્ય થશે. સગુણત્વ અને નિર્ગુણત્વ એ બે વસ્તુતઃ અક્ષરની શક્તિઓ છે. અક્ષર સ્વતઃ તો નિર્ગુણ જ છે એટલે માયાના વિકારે રહિત છે; પરંતુ એની જે શક્તિ વડે તે સગુણ ક્રિયા એટલે માયાના વિકાર ઉપજાવવા શક્તિમાન્ થાય છે તેને સગુણરૂપ કહે છે; અને જે શક્તિ વડે તે માયાના વિકાર રહિત એવી જે મુક્તકોટિને ધારવા સમર્થ થાય છે તેને નિર્ગુણરૂપ કહે છે. વિશેષ માટે પાછળ નોંધ જુઓ.

આ માયાને પ્રકૃતિ કે મૂળમાયા કે મહામાયા પણ કહે છે. અને પુરુષને મહાપુરુષ કહે છે.[1] બહુધા શ્રુતિમાં આ મહાપુરુષ રૂપે પુરુષોત્તમને વર્ણવ્યા છે. માયામાંથી ઈશ્વર ઉત્પન્ન થાય છે. ઈશ્વર એ જીવની પેઠે ત્રણ દેહ અને ત્રણ અવસ્થાધારી સત્ત્વ છે. એ મુક્ત નથી, પણ બદ્ધ છે. એના ત્રણ દેહને વિરાટ, સૂત્રાત્મા અને અવ્યાકૃત કહે છે. એની ત્રણ અવસ્થા તે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય છે. ઈશ્વરમાંથી જડચિદાત્મક પ્રધાનપ્રકૃતિ[2] ઉત્પન્ન થાય છે. પ્રધાનપ્રકૃતિ અને ઇશ્વરના જોડકાંને પ્રધાન–પુરુષ કહે છે. એ પ્રધાન–પુરુષ અનુક્રમે અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન અને સંકર્ષણની ઉપાસના કરીને બ્રહ્માણ્ડને ઉપજાવવા, નીભાવવા અને સંહારવા સમર્થ થાય છે. એવા પ્રધાન–પુરુષ અગણિત છે. બ્રહ્માણ્ડ બ્રહ્માણ્ડ પ્રતિ એકેક પ્રધાન–પુરુષ છે. જ્યાં સુધી ઈશ્વર અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન અને સંકર્ષણની ઉપાસના કરે છે, ત્યાં સુધી એને ઉત્પત્ત્યાદિક ઘટમાળમાં જોડાયલાં રહેવું પડે છે. તેમજ પ્રલય કાળે મહામાયામાં લીન

---

૧ ભાગવતમાં શ્રીકૃષ્ણને અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવ એ ચતુર્વ્યૂહરૂપે વર્ણવ્યા છે. વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય રૂપ ક્રિયામાં અન્વયપણે શ્રીકૃષ્ણને કહ્યા હોય ત્યારે અનુક્રમે એ પહેલાં ત્રણ સ્વરૂપ તરીકે ઓળખાય છે; અને તેથી એ ત્રણ સ્વરૂપને શ્રીકૃષ્ણનાં સગુણરૂપ કહે છે. એ ક્રિયાથી પર, સ્વતંત્રપણે શ્રીકૃષ્ણને વર્ણવ્યા હોય ત્યારે એમને વાસુદેવ અને નિર્ગુણ કહે છે.

૨ પ્રધાનપ્રકૃતિને જડચિદાત્મક કહેવાનો હેતુ એ છે કે એ પોતે તો જડ છે, પણ એમાં બદ્ધ જીવો રહેલા છે, માટે એ ચિદાત્મક પણ છે.

થઇ ઉત્પત્તિ કાળે પાછા ઉપજવું પડે છે. જ્યારે એ પોતાનું સ્વરૂપ પિછાણી વાસુદેવની ઉપાસના અને સંગ કરે છે ત્યારે એ મુક્ત થાય છે.

**જીવ** સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહોમાં વ્યાપી રહેલી સત્તા માત્ર ચૈતન્ય વસ્તુ તે જીવ છે. એ વિશેષે કરીને હૃદયાકાશમાં રહેલો છે અને સામાન્યપણે આખા શરીરમાં વ્યાપ્યો છે. એ અણુ છે, સૂક્ષ્મ છે, ચિદ્રૂપ છે, જ્ઞાતા છે અને જ્ઞાન શક્તિએ કરીને શરીરમાં રહ્યો છે. પ્રલયકાળે પ્રધાનપ્રકૃતિમાં લીન રહેલો જીવ ઉત્પત્તિકાળે પોતપોતાનાં કર્માનુસાર દેહ ધારણ કરે છે. જીવ દેહ વિના કદી રહી શકતો નથી. બદ્ધ જીવનો કારણ દેહ સાથે નિત્ય સંબંધ છે. જ્યારે જીવ મુક્ત થાય છે ત્યારે એની બે પ્રકારની ગતિ થાય છે: 'જે એ ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન ઉપાસના કરે છે તે તો બ્રહ્મસુષુપ્તિને વિષે લીન થાય છે; તે પાછો કોઈ દિવસ નિસરતો નથી, અને કોઇ ઐશ્વર્યને પણ પામતો નથી.'[1] કારણકે એ પરબ્રહ્મની ઉપાસના કરતો નથી, પણ બ્રહ્મના નિરાકાર સ્વરૂપની ઉપાસના કરે છે. પરંતુ જે જીવ પોતાને બ્રહ્મરૂપ માની સાકાર, દિવ્ય સ્વરૂપ પરબ્રહ્મની ઉપાસના કરે છે તે મુક્ત થયા પછી પરમેશ્વરના સાધર્મ્યપણાને પામે છે; એટલે એને ભૂમિ આદિક આઠ પ્રકૃતિથી ભિન્ન જે ચૈતન્ય પ્રકૃતિ તેનું બ્રાહ્મ, ભાગવતી કે દિવ્ય તનુ બંધાય છે. એ તનુ ધારીને

---

1 વચનામૃત ગ. પ્ર. ૧૪

એ મૂળ અક્ષર તથા બીજા મુક્તો સાથે પરબ્રહ્મની સેવા કરતો રહે છે. બ્રહ્મદશાને પામી પરબ્રહ્મની સેવા કરવી એને જ ઉદ્ધવ સંપ્રદાયમાં મુક્તિ માની છે. આ રીતે મુક્તો અનેક છે. મુક્ત જેટલો પરમાત્માને જાણે છે તેટલી શક્તિ તો તે પોતે જ મેળવી લે છે, પરંતુ પરમાત્મા તો તેને અપાર ને અપાર જ રહે છે. જેમ ચકલી, કાગડો, સમળી, ગરુડ વગેરે પક્ષીઓ પોતપોતાની પાંખના બળ પ્રમાણે ઉંચે ચડી આકાશનું માપ કાઢે છે, અને જેમ જેમ તે ઉંચાં ચડે છે તેમ તેમ આકાશનો મહિમા વધારે જાણે છે તોપણ સર્વેને આકાશ અપાર જ રહે છે, તેમ જ મુક્તોનું પણ છે. બ્રહ્મદશા પ્રાપ્ત કર્યા વિના પ્રકૃતિના બંધનમાંથી છુટાતું નથી; એથી નીચેની સર્વે સ્થિતિમાં ઉત્પત્તિ–પ્રલયાવસ્થા રહી જ છે. તોપણ માયિક દેહ એ બ્રહ્મદશા પ્રાપ્ત કરવામાં અંતરાયરૂપ નથી. અર્થાત્ જીવનમુક્તિ શક્ય છે. આમલીના શેકેલા બીજને જેમ ફોતરું ખરી ના પડે ત્યાં સુધી વળગી રહે તેમ જીવનમુક્તને એના દેહો ખરી ન પડે ત્યાં સુધી વળગી રહ્યા હોય છે, પણ તેને એનું બંધન લાગતું નથી.

ઉપર કહ્યું કે પરમાત્મા તથા બ્રહ્મ ઉભય દિવ્ય સાકાર મૂર્તિ છે, અને મુક્ત થયેલ આત્માને પણ ચૈતન્ય પ્રકૃતિનું દિવ્ય, સાકાર તનુ બંધાય છે, તેનો સહેજ ખુલાસો કરવાની જરૂર છે. ચૈતન્ય પ્રકૃતિ એ તે શી વસ્તુ છે કે જેથી સાકાર તનુ થઇ શકે ? અને તે તનુને અને એના શરીરને કેવો સંબંધ છે ? આવી બે શંકાઓ કાઢવામાં આવે છે. બે દાખલાથી એ

સમજી શકાશે. એક ખાંડનું રમકડું લો. તે સાકાર છે પણ ખાંડથી ભિન્ન નથી. એ રમકડું શરીર સુદ્ધાં ખાંડ છે. ખાંડ અને રમકડું (શરીર) એમાં ભેદ નથી. વળી એક બીજું દૃષ્ટાન્ત—આપણામાં એમ મનાય છે કે ભમરી ઇયળને લાવીને દરમાં પૂરે છે, અને તે ઇયળ ભમરીનું ધ્યાન કરતાં કરતાં સ્વયં ભમરીરૂપ થઇ જાય છે. આત્માનું બ્રહ્મરૂપ થવું, એ ઇયળનું ભમરીમાં વિકાસ થવા જેવું છે; અને એનો દિવ્ય દેહ બંધાવો એ ખાંડનું રમકડામાં ફેરવાવા જેવું છે. ઇયળના ભમરી-રૂપે વિકાસમાં જેમ જડ પ્રકૃતિ કોઇ અગમ્ય શકિતથી કાર્ય કરે છે, તેમ આત્માને સાકાર બનવામાં જે પરમેશ્વર પ્રેરિત શક્તિ કાર્ય કરે છે, તે જ ચૈતન્ય પ્રકૃતિ છે.

આ રીતે સ્વામિનારાયણને મતે આત્મા સાકાર થઇ જાય છે, અને બ્રહ્મ અને પરબ્રહ્મ એ સાકાર છે જ. જેમ જીવ દેહમાં વ્યાપી રહ્યો છે અને દેહનો સ્વામી છે, તેમ જીવ, ઈશ્વર, બ્રહ્મ, તથા માયા અને માયાનાં કાર્યમાં પરમાત્મા વ્યાપક છે અને તેથી એ સર્વે પરમાત્માનાં શરીર કહેવાય છે.

સ્વામિનારાયણને મતે જે મુક્તિ માની છે તે ઉપર સમજાવી. મુક્તનો પરમાત્મામાં પ્રવેશ થાય છે એવા શબ્દો એ મતે પણ વપરાય છે; પણ એ જેમ જળમાં જળ મળી જાય છે, જ્વાળામાં જ્વાળા મળી જાય છે એવો પ્રવેશ નહિ; પણ, જેમ લોભીનો ધનમાં પ્રવેશ થાય છે; વાંઝીઆનો ઘડપણમાં આવેલા પુત્રમાં પ્રવેશ થાય છે, હરણનો વાંસળીમાં

પ્રવેશ થાય છે તેવો મુક્તનો પરમાત્મામાં પ્રવેશ થાય છે. બીજી રીતે કહીયે તો પરમેશ્વરમાં અખંડ વૃત્તિ રહેવી એ બ્રહ્મદશાનું એક ચિહ્ન છે.

હવે સ્વામિનારાયણને મતે મનાયેલી મુક્તિનાં સાધન ઉપર આવું છું.

---

# મુક્તિનાં સાધન

**જ્ઞાન**

**ऋते ज्ञानान्नमुक्तिः** એ શ્રુતિ પ્રમાણે પ્રત્યક્ષ પરમાત્માનું ઇંદ્રિયો, અંતઃકરણ અને જીવસત્તાશ્રિત અનુભવ એ ત્રણે દ્વારા જ્ઞાન થાય ત્યારે જ મુક્ત થાય એમ માન્યું છે. એટલે કે રામકૃષ્ણાદિક અવતારનાં ઇંદ્રિયો દ્વારા દર્શન—સ્પર્શાદિક થયાં હોય, પણ અંતઃકરણમાં એમને વિષે પરમેશ્વરપણાની નિષ્ઠા અને જીવમાં પરમ તત્ત્વનો અનુભવ ન થયો હોય તો એ જ્ઞાની ન કહેવાય. તેમજ શાસ્ત્ર દ્વારા પરમાત્મા સંબંધી પરોક્ષપણે નિશ્ચય કર્યો હોય, પણ જો ઇંદ્રિયો અને અનુભવથી એ નિશ્ચયનો સાક્ષાત્કાર ન થયો હોય તો તે પણ પૂરો જ્ઞાની ન કહેવાય; એટલે ત્યાં સુધી એની મુક્તિમાં વિઘ્ન રહે છે. માટે મુક્તિનાં સાધનમાં જ્ઞાન પ્રાપ્ત કરવું એ અત્યંત આવશ્યક છે.

એ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પહેલાં ઉપાસના જોઈએ.

**ઉપાસના** ઉપાસના એટલે ઉપર કહ્યા પ્રમાણે પરબ્રહ્માદિ સંબંધી નિષ્ઠા.

નિષ્ઠાના બે પ્રકાર છે. સવિકલ્પ અને નિર્વિકલ્પ; તે પ્રત્યેકમાં પાછા કનિષ્ટ, મધ્યમ અને ઉત્તમ એવા ભેદ થાય છે.

કેટલાક માણસો મનુષ્યના જેટલા જ કામાદિક દોષોવાળા પણ ઉચ્ચ સ્થિતિએ પહોંચેલા ઋષિ-મુનિ કે દેવોને પરમેશ્વર માની તેમાં જ નિષ્ઠા રાખે છે. આ કનિષ્ઠ સવિકલ્પ નિશ્ચય છે. આ પ્રકારના ભક્તોની પરમેશ્વરની કલ્પના ઇંદ્રાદિક દેવો કે મનુ આદિક ઋષિઓ સુધી પહોંચે છે.

કેટલાકને મનુષ્ય કરતાં વિશેષ કામાદિક દોષો જેવું દેખાય, તોપણ ઋષિ અને દેવોથી વિશેષ પ્રતાપશાળી સત્ત્વોમાં પરમેશ્વરની નિષ્ઠા રહે છે. દાખલા તરીકે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરને કામાદિક દોષોથી હારેલા માનીને પણ તેમાં પરમેશ્વરની નિષ્ઠા રખાય છે. આ મધ્યમ સવિકલ્પ નિશ્ચય છે.

કેટલાકને જેને તે પરમેશ્વર માને છે તેમાં ગમે તેવા કામાદિક દોષ જુએ તોપણ તેમને વિષે શંકા થતી નથી; કારણકે એ એમ સમજે છે કે 'ભગવાન તો સર્વના કર્ત્તા છે, ને પરમેશ્વર છે, ને સર્વના ભોક્તા છે માટે જે જે ક્રિયા પ્રવર્તે છે તે અન્યપણે નિયંતા રૂપે રહ્યા જે ભગવાન તે થકી જ પ્રવર્તે છે; તો એ તો થોડીક એવી નીચ જેવી ક્રિયા કરે, તેણે કરીને એમને બાધ નથી.'* આ ઉત્તમ સવિકલ્પ

* વચનામૃત. લો. ૧૨.

નિશ્ચય છે. આવી જાતની સમજણથી જ કૃષ્ણાદિક અવતારોના ચરિત્રોમાં દોષો વર્ણવીને પણ ઉપાસના રહી શકે છે.

આ ત્રણે નિષ્ઠા સવિકલ્પ કહેવાય છે, કારણકે એ ત્રણેમાં ભક્ત તેમજ ભગવાનનો દૈહિક અને પ્રાકૃતભાવ જ લક્ષમાં રહે છે. ભક્ત પોતાને દેહ સ્વરૂપ માને છે અને પોતાના પરમેશ્વરના દૈહિક કે અન્વય ભાવને જ ભજે છે. આથી ઉલટું નિર્વિકલ્પ નિશ્ચયમાં દૈહિક ભાવનો લોપ થતો જાય છે.

કનિષ્ઠ નિર્વિકલ્પ નિશ્ચયવાળો પરમાત્માને નિર્લેપ, બ્રહ્મરૂપ, કર્તા છતાં અકર્તા જાણે છે; અને તેથી પરમેશ્વરમાં દેખાતી સર્વે શુભ અશુભ ક્રિયા ભસ્મ થઇ જાય છે એમ માને છે; પણ એનો પોતાનો દેહભાવ હજુ ટળ્યો નથી.

એથી આગળ વધેલો ભક્ત નિર્ગુણ વાસુદેવને પોતે ષડૂર્મિઓ[1] રહિત થઇને ભજે છે. પુરાણોમાં વર્ણવેલા શ્વેતદ્વીપવાસી નિરન્નમુક્તોની આ સ્થિતિ છે. એમને પણ હજુ પોતાનું બ્રહ્મ સ્વરૂપ પ્રકટ થયું નથી; માટે એ મધ્યમ નિર્વિકલ્પ નિશ્ચયવાળા છે.

પરન્તુ, 'અષ્ટાવરણે યુક્ત એવાં જે કોટિ કોટિ બ્રહ્માણ્ડ તે જે અક્ષરને વિષે અણુની પેઠે જણાય છે, એવું જે પુરુષોત્તમ ભગવાનનું ધામ રૂપ અક્ષર, તે રૂપે પોતે રહ્યો થકો પુરૂષોત્તમની ઉપાસના કરે,'[2] તે ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયવાળો છે.

---

૧ ભૂખ-તરસ, હર્ષ-શોક અને જન્મ-મૃત્યુ એ ષડૂર્મિઓ છે.
૨ વચનામૃત. લો. ૧૨.

આવો ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય એ મોક્ષમાર્ગનું શ્રેષ્ઠ સાધન છે.

**ભક્તિ**

બીજું સાધન ભક્તિ છે. ભક્ત એટલે પ્રકટ પરમેશ્વરમાં માહાત્મ્યના જ્ઞાને સહિત સ્નેહ. પ્રકટ એટલે શું ? એ શબ્દ લાંબા વખતથી વૈષ્ણવ સંપ્રદાયોમાં વપરાતો આવ્યો છે. સંપ્રદાય એમ માને છે કે પરમેશ્વરના અવતાર અથવા એમના બ્રહ્મનિષ્ઠ સંત નિરંતર પૃથ્વી પર વિચરતા હોય જ. જો એમના અવતાર પૃથ્વી ઉપર હોય તો એને ઓળખીને એની ભક્તિ કરવી તે પ્રકટની ભક્તિ છે. એમના અવતાર ન હોય તો એમના બ્રહ્મનિષ્ઠ સંતને ઓળખી, એમના પ્રભુ સાથેના સંબંધને લઈને એમની ભક્તિ કરવી, તે પણ પ્રકટની ભક્તિ છે. *

એ બન્નેમાંથી કોઈનો પણ જોગ થઈ ન શકે એમ હોય ત્યારે ઇષ્ટ દેવની પ્રતિમામાં પતિવ્રતાના જેવી ભક્તિ રાખવી તે પણ પ્રકટની ભક્તિ છે. એમ કરતાં કરતાં **નરસિંહ** મહેતો, **મીરાં**બાઈ, તુલસીદાસ, સુરદાસની માફક એ મૂર્તિમાંથી પરમેશ્વર પ્રકટ થાય, બ્રહ્મનિષ્ઠ સંતનો યોગ પણ થાય

---

* આ વાક્યને આ રીતે સુધાર્યું હોય તો ન ચાલે ? 'પરમેશ્વરના અવતાર રૂપ બ્રહ્મનિષ્ઠ સંત નિરંતર પૃથ્વીપર વિચરતા હોય જ. એને ઓળખીને એની ગુરૂ રૂપ હરિ તરીકે ભક્તિ કરવી તે પ્રકટની ભક્તિ છે. એમને અભાવે ભૂત કાળમાં થઇ ગયેલા અવતારોની ભક્તિ કરવી ઘટે. પણ બ્રહ્માદિક કાલ્પનિક દેવોની ભક્તિ તો અતિશય પરોક્ષ છે.'

અને એને ઇંદ્રિયો, અંતઃકરણ અને અનુભવ ત્રણે દ્વારા પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત થઈ એની ભક્તિ સફળ થાય.

પણ હાથી નજર આગળથી જાય ત્યારે એને ઓળખવો નહિ અને એના ગયા પછી એનાં પગલાં જોઇ કહેવું ' અહોહો, હમણા અહીંથી ગયો તે તો હાથી હતો,' એવી રીતે પ્રભુના અવતારોનો કે સદ્ગુરુનો મહિમા સમજવો એ પ્રકટની ભક્તિ નથી પણ પરોક્ષ ભાક્ત છે. **નારદ સનકાદિકનો** આજે મહિમા ગાવો તે પરોક્ષ ભક્તિ છે. આજે જગતમાં **નારદ સનકાદિક** જેવા સંત હોય તેને શોધી તેનો મહિમા સમજવો અને એમાં પૂર્ણ સ્નેહ બાંધવો તે પ્રકટની ભક્તિ છે. તે જ પ્રમાણે અનુમાને કરીને માયા અને માયાનાં કાર્યથી પર, નિર્ગુણ, સચ્ચિદાનંદરૂપ પરમતત્ત્વની પ્રતીત કરીને તે તત્ત્વની ભક્તિ કરવી તે પરોક્ષ ભક્તિ છે; પણ તે તત્ત્વનાં દૃષ્ટિગોચર સ્વરૂપ જે અવતારો તેની ભક્તિ તે પ્રકટની ભક્તિ છે. આ ઉપરથી **સ્વામિનારાયણ** સંપ્રદાયમાં દ્વિભુજ મૂર્તિની ઉપાસના હોવાનું કારણ પણ સમજાશે.

મૂર્તિમાંથી પ્રભુને પ્રકટાવવા, તેમજ પ્રભુના અવતાર પૃથ્વી ઉપર હોય ત્યારે તેને ઓળખવા એ સહેલું નથી.

**સત્સંગ**

એ કુંચી બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુની પાસેથી જ મળી શકે છે.

प्रगट प्रभाकर होय पुनि दृग बिन नहि देखात।<br>
संत बिना त्यों प्रगट प्रभु, जनको नहि समजात॥

( દલપતરામ )

વળી બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ મળ્યા વિના પોતાના પુરુષાર્થથી બ્રહ્મનિષ્ટ થવું એ અશક્ય છે. માટે ભક્તિમાં મુખ્યત્વ સત્સંગ*નું છે. આ રીતે સ્વામિનારાયણ સંપ્રદાયમાં સત્સંગનો અતિશય મહિમા કહ્યો છે;—એટલે સુધી કે સંપ્રદાય અને તેના અનુયાયીઓ સત્સંગ અને સત્સંગીઓને નામે જ ઓળખાય છે. આ સંપ્રદાયમાં સત્સંગ એ પ્રથમ છે અને સત્સંગ એ છેવટ સુધી પણ છે. મુક્ત થયા પછી પણ સત્સંગ તો કરવાનો જ. કારણકે ચડવાનું નથી એવી દશા તો સ્વામિ-નારાયણ સંપ્રદાયે કલ્પી જ નથી. જેટલો પ્રભુનો મહિમા જાણી શકાય એટલો જાણતા જવાનો છે અને એટલા ઉંચા ચડતા જવાનું છે. જેવા સદ્ગુરુનો સંગ અહીં એને પ્રાપ્ત થાય, તેટલો એ અહીં ઉંચો ચડે; મુક્તકોટિમાં ભળ્યા પછી પણ પરમાત્માનો વિશેષ સંગ કરે અને આગળ વધતો રહે. એ રીતે આદિથી અનંતત્વ સુધી સત્સંગનું પ્રધાનપણું છે.

સત્સંગનો લાલચુ કદી દોષદર્શી નથી થઇ શકતો; એ તો કેવળ ગુણગ્રાહક જ હોય. આ કારણથી બીજાના દોષ ન જોવા માટે વારંવાર સ્વામિનારાયણે પોતાના શિષ્યોને તાકીદ આપી છે. જે દોષદર્શી થાય છે તે સત્સંગી નથી થઈ શકતો.

મોક્ષમાર્ગમાં સત્સંગનું મહત્ત્વ ધ્યાનમાં લઇ સ્વામિ-નારાયણે કહ્યું છે, કે જે કેવળ આત્મનિષ્ઠ થઇ જડ અને

* સત્સંગ શબ્દનો નીચે પ્રમાણે અર્થ કરવામાં આવે છેઃ સત્ કહેતાં (૧) આત્મા, અને (૨) પરમાત્મા; તથા સત્ કહેતાં (૩) સત્પુરુષ અને (૪) સચ્છાસ્ત્ર એ ચારનો સંગ તે સત્સંગ.

ઉન્મત્તની માફક વર્તે છે અને અતિશય નિવૃત્તિપરાયણ રહે છે, તેના કરતાં જે થોડી પ્રવૃત્તિ ધારણ કરી બીજાઓને ચડાવે છે તે શ્રેષ્ઠ છે. સ્વયં તો એટલે સુધી કહે છે કે જન્મ લેવાનું કાંઇ નિમિત ન હોય, 'તોપણ અંતરમાં (અમે) એમ વિચારિયે છઇએ, જે જન્મ ધર્યાનું કોઇક કારણ ઉત્પન્ન કરીને પણ સંતના મધ્યમાં જન્મ ધરવો.' (વચના ગ. મ. ૪૮)

સંપ્રદાયમાં મુક્તિનું ધ્યેય કેવળ બ્રહ્મદશા પ્રાપ્ત કરવી એ નથી, પણ બ્રહ્મરૂપ થઇ પરબ્રહ્મની સેવા કરવી એ છે. માટે આત્મનિષ્ઠા એ અન્તિમ સાધ્ય નથી, પણ એક મહત્ત્વનું

**આત્મનિષ્ઠા**

તોપણ સાધન જ છે. એ સાધણ પાર પડચા વિના મોક્ષ એટલે ઉત્પત્તિ—પ્રલયના ચક્રમાંથી છૂટી શકાય નહિ, માટે ભક્તિને અંગે આત્મનિષ્ઠા અવશ્ય ગણાય છે. પણ સ્થૂળ દેહ છતાં જ આત્મદર્શન થવાની જરૂર નથી.

વળી એમની મુક્તિનું ધ્યેય સાલોકયાદિ ચતુષ્ટય નથી, પણ પરમાત્માની પ્રીતિ સંપાદન કરવી એ છે. માટે વૈરાગ્ય એ પણ ભક્તિને અંગે જોઇયે. વૈરાગ્ય એટલે ઉદાસી ધારણ

**વૈરાગ્ય**

કરવી કે બાહ્ય ત્યાગ રાખવો એ નથી, પણ પ્રભુ સિવાય બીજે સર્વમાં-સાલોક્યાદિમાં પણ-પ્રીતિ રહિત થવું—બીજા સર્વમાં અનાસક્તિ થવી એ જ વૈરાગ્ય છે. वैराग्यं ज्ञानप्रीतः श्रकृष्णेतरवस्तुषु ।

અર્થાત્ મુક્તિ માટે સંન્યાસી થવાની આવશ્યકતા નથી. પણ સંન્યાસી અને ગૃહીમાં બ્રહ્મ સ્થિતિએ પહોંચ્યા પછી પણ

એક ફેર રહે છે. તે એ કે સંન્યાસીને શુકજીના જેવી સિદ્ધ દશા પ્રાપ્ત થઇ શકે છે; એટલે ઇંદ્રિયો અને અંતઃકરણની શક્તિ વૃદ્ધિ પામે છે. પણ ગૃહસ્થને જ્યાં સુધી દેહમાં વર્તે છે ત્યાં સુધી ઇંદ્રિયોની શક્તિ વૃદ્ધિ પામતી નથી, પણ જનક રાજાની માફક કેવળ જ્ઞાન જ વૃદ્ધિ પામે છે. દેહનો લય થયા પછી બન્નેની ગતિ સરખી છે.

**ધર્મ**

પ્રભુની પ્રીતિ સંપાદન કરવામાં એની ધર્મમર્યાદાનું પાલન આવી જ જાય. ધર્મ એટલે દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, વટલવું-વટલાવવું નહિ વગેરે શારીરિક ધર્મો તથા સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, દાન, દયા ઇત્યાદિક સૂક્ષ્મ ધર્મો તથા વર્ણાશ્રમના ધર્મોનો ભંગ પ્રભુનો ભક્ત ન જ કરી શકે.

પણ કેવળ ધર્મથી મોક્ષ નથી, કેવળ વૈરાગ્યથી મોક્ષ નથી, કેવળ આત્મનિષ્ઠાથી રહિત ભક્તિથી પણ મોક્ષ નથી; અને ઉપાસનાની દૃઢ નિષ્ઠા વિના એ ચારે હોય તો તેનો પણ મોક્ષ નથી. જેનામાં ઉપાસના સહિત ધર્મ, ભક્તિ, વૈરાગ્ય અને આત્મજ્ઞાનની મિલાવટ હોય તે જ કૈવલ્ય મોક્ષનો અધિકારી છે, તે જ પરમ ભાગવત અથવા એકાંતિક ભક્ત કહેવાય છે.

પણ સ્વામિનારાયણ સંપ્રદાય ચડાવનારો ધર્મ છે, એટલે स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्। જેને એકાંતિક ભક્ત થવાની આજે શ્રદ્ધા નથી તેને પણ નિરાશ થવાનું કારણ

નથી. તે જો મોક્ષને માર્ગે છે અને સત્સંગ કરતો રહે છે, તો તેને પાછા પડવાનું છે જ નહિ. अनेकजन्मसंसिद्धस्ततो याति परांगतिम् । જન્મનો અર્થ કેવળ મૃત્યુલોકનો જન્મ નહિ, પણ ઈશ્વરકોટિ સુધીમાંનો કોઈ પણ જન્મ. મોક્ષને માર્ગે ચાલનાર-ની ભુંડામાં ભુંડી ગતિ થશે તોયે તે આજ કરતાં સારી હશે, એવો એને દૃઢ વિશ્વાસ રાખવાનો છે.

આ ઉપરાંત સહજાનંદ સ્વામીનો નીચેનો ખાસ સિદ્ધાન્ત પણ નોંધવા જેવો છે. કેટલાક લોક ઈશ્વરેચ્છા અને સંકેતને જ અને કેટલાક પૂર્વકર્મને જ મનુષ્યના સુખદુઃખનું કારણ ગણે છે. સહજાનંદ સ્વામી કહે છે કે મનુષ્યનાં સુખદુઃખના દેશ, કાળ, કર્મ, ક્રિયા, મંત્ર, ધ્યાન, દીક્ષા અને સંગ—એવા આઠ હેતુઓ છે. તેમાં કોઈ વખતે એકનું પ્રધાનપણું હોય છે, તો કોઈ વખતે બીજાનું હોય છે. ઉદાહરણાર્થ, આગબોટ બુડવાથી અનેકનાં મરણ થાય, ત્યાં પૂર્વકર્મનું પ્રધાનપણું માનવું એ ભૂલ છે; ત્યાં બળવાન કાળ એ જ પ્રધાન છે. ડાયર જેવાના હાથે અનેક નિર્દોષ પુરુષો માર્યા જાય ત્યાં દુષ્ટ પુરુષનો સંગ એ પ્રધાન કારણ છે; ધ્રુવ અથવા પ્રહ્લાદ જેવા બાળકને વૈરાગ્ય થવો એમાં સત્પુરુષોનો સંગ એ બળવાન છે. ગાંધીજી જેવાના ઉપદેશથી અનેક જનોના મનમાં સાત્ત્વિક ભાવની વૃદ્ધિ થવી એ સત્પુરુષનું બળ દર્શાવે છે; ભીખારીને એકાએક રાજ્ય મળવું, એ પૂર્વકર્મનું બળ સૂચવે છે. આગબોટ બુડ્યા છતાં એકાદ માણસ બચી જાય ત્યાં પણ પૂર્વકર્મનું અતિ-શય બળ દેખાય છે. દારૂ આદિનું વ્યસન પડવું એમાં ક્રિયા

કે સંગતું બળવાનપણું છે. મારવાડ જેવામાં પાણીની હાડમારી વેઠવી પડે ત્યાં દેશ એ જ પ્રધાન છે.

આ રીતે જ્યાં જેનું બળ હોય ત્યાં તે સમજવું જોઇયે; પણ એક જ વસ્તુને સર્વત્ર લાગુ ન કરી શકાય. પણ આ સર્વથી પર ઇશ્વરેચ્છા પણ એક હેતુ છે. આ સર્વ હેતુઓમાં ઇશ્વર એ સાક્ષીરૂપે તો છે જ, પણ ક્વચિત્ પોતાની ઇચ્છાથી સીધી રીતે હેતુ થાય; કારણકે એ कर्तुंमकर्तुमन्यथा कर्तुम् સમર્થ છે. આ રીતે પાંચ વર્ષના ધ્રુવને સ્તુતિ કરવાની શક્તિ આવવી એમાં ઇશ્વરેચ્છા જ કારણ છે.

આ ટુંકામાં સહજાનંદ-દર્શન છે. એ સંપૂર્ણ નથી પણ આ માર્ગમાં કેટલું રહસ્ય છે તેનો ખ્યાલ એ પરથી આવી શકશે. સ્વામિનારાયણીય જનો રોજ સાયંપ્રાર્થનામાં જે સાત વર માગે છે તે નીચે પ્રમાણે છે:

(૧) નિર્વિકલ્પ ઉત્તમ અતિ નિશ્ચય તવ, ઘનશ્યામ;<br>
(૨) માહાત્મ્ય જ્ઞાન યુત ભક્તિ તવ એકાંતિક, સુખધામ.<br>
(૩) મોહિ મેં તવ ભક્તપનો, તામેં કોઇ પ્રકાર;<br>
દોષ ન રહે કોઈ જાતકો, સુનિયો ધર્મકુમાર.<br>
(૪) તુમારો અરૂ તવ ભક્તકો દ્રોહ કબુ નહિ હોય;<br>
(૫) એકાન્તક તવ દાસકો દીજે સમાગમ મોય.<br>
(૬) નાથ, નિરંતર દર્શ (૭) તવ દાસનકો દાસ;<br>
એહિ માગું કરી વિનય હરિ, સદા રાખિહુ પાસ.<br>
હે કૃપાલુ, હે ભક્તપતિ, ભક્તવત્સલ સુનો બાત,<br>
દયાસિંધુ સ્તવન કરી, માગું વરદ સાત.

દરેક સંપ્રદાય પોતાના અનુયાયીઓ ઉપર વિશિષ્ટ સંસ્કારો પાડે છે; તે પ્રમાણે ચુસ્ત સ્વામિનારાયણીય જનોમાં નીચેના સંસ્કારો રૂઢ થયેલા દેખાશે.

(૧) ઉઠીને તુર્ત જ પથારીમાં બેઠા થઇ જઈ સ્વામિનારાયણનું નામ સ્મરણ કરવું, તથા ધ્યાન એટલે અંગચિંતન કરવું.

(૨) જેમ બને તેમ વહેલા ઉઠી, વ્યાવહારિક કર્મોનો આરંભ કર્યા પહેલાં સ્નાનાદિક નિત્યકર્મ આટોપી લેવાં;, અને પૂજાદિ કર્યા પહેલાં ખાવું-પીવું નહિ.

(૩) રોજ પ્રભુની માનસી પૂજા કરવી; તેમાં કેટલાક દિવસમાં બે વાર, અને કેટલાક ત્રણ કે પાંચ વાર સુધી કરે છે.

(૪) એકાદશીનું વ્રત કરવું; વ્રતને દિવસે દહાડે ઉંઘવું નહિ તથા બ્રહ્મચર્ય પાળવું. ચોમાસામાં કાંઇક ભક્તિનું વિશેષ વ્રત લેવું.

(૫) ગૃહસ્થે વિધવાનો સ્પર્શ તજવો; મંદિરમાં સ્ત્રી પુરુષોએ પરસ્પર સ્પર્શ થવા દેવો નહિ.

(૬) ગાળ્યા વિના દૂધ કે જળ પીવાં નહિ.

(૭) દારૂપાન, માંસભક્ષણ, વ્યભિચાર, ચોરી અને વટલવું-વટલાવવું તે પાંચ પાપ કદી ન કરવાં.

(૮) આત્મનિવેદી ભક્તે દરેક વસ્તુ પ્રતિમાને ધરાવીને જ ખાવી.

(૯) મંદિરે અથવા ગામમાં મંદિર ન હોય તો ઘેર સાયંપ્રાર્થના કરવી અને ભજન ગાવાં.

(૧૦) રાત્રે સૂતાં પહેલાં સ્વામિનારાયણનાં સ્વાભાવિક ચેષ્ટાનાં પદ ગાવાં.

(૧૧) આચાર્ય, સાધુ તથા બ્રહ્મચારીને સામા મળે ત્યારે 'જય સ્વામિનારાયણ' કહી પ્રણામ કરવા તથા ગૃહસ્થોએ પરસ્પર નમસ્કાર કરવા.

(૧૨) પરગામથી ત્યાગીઓ આવે તો નાનાએ મોટાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા, અને સરખે સરખાએ ઉભા થઈ ભેટવું.

(૧૩) સ્વામિનારાયણને સર્વ અવતારના અવતારી, પરબ્રહ્મ માની, તેને જ ધ્યેય અને ઉપાસ્ય માનવા; તેના અવતારોને પણ માનવા અને પૂજવા; બીજા દેવોને પ્રણામ કરવા; પણ અવતારો સિવાય બીજા દેવોનું કે બ્રહ્મવેત્તાનું પણ ધ્યાન ન ધરવું.

(૧૪) સત્સંગીની કદી અવગતિ થાય નહિ અને દાખડો કરે તો આ ને આ જન્મે મોક્ષ મળે, અને અંતકાળે પ્રભુ અને તેના સંતો દર્શન દઈને તેડી જાય એવી દૃઢ શ્રદ્ધા રાખવી.

(૧૫) સત્સંગીના સુખદુઃખનો હેતુ ઇશ્વરેચ્છા જ છે પણ કાળ કે કર્મ નથી. એટલે સુખદુઃખ આવે તે સત્સંગીના કલ્યાણ માટે જ ઇશ્વર પ્રેરે છે; પછી તે કાળ અને કર્મના નિયમ સુજબ જ ભલે હોય.

(૧૬) સત્સંગીને દુઃખ આવે, તો તે ઘણું આવવાનું હતું તેમાંથી થોડેથી મટયું એમ દૃઢ શ્રદ્ધા રાખવી; સત્સંગિને 'શૂળીનું દુઃખ કાંટે જાય.'

(૧૭) કોઈ પણ સંજોગમાં ભુવા, દેવ, દેવી કે મંત્ર માનવાં નહિ. ભૂતાદિકનો વ્હેમ લાગે તો નારાયણકવચ બાંધવા હનુમાનસ્તોત્રનો જપ કરવો.

(૧૮) સત્સંગના નિયમ, સ્વામિનારાયણ વિષે પરમેશ્વરપણાનો નિશ્ચય અને ભગવદી સત્સંગીનો પક્ષ રાખવામાં પાછા ન પડવું.

---

# પાછલો ઇતિહાસ

---

હવે સહજાનંદ સ્વામીના અંતર્ધાન થયા પછીનો સંપ્રદાયનો ઇતિહાસ ટુંકામાં કહું.

સહજાનંદ સ્વામીએ પોતાના સર્વે શિષ્યોને બે આચાર્યો પૈકી એકના નેતૃત્વ તળે મુક્યા એમ જણાવ્યું છે; પણ એમાં એક અપવાદ હતો. માત્ર સહજાનંદ સ્વામીથી શક્તિમાં ઉતરે એવા એક સાધુ સ્વામી ગોપાળાનંદ હતા. એ સાધુ બહુ જાણીતા ન હતા, પણ એમની બુદ્ધિ, વિદ્યા, યોગસિદ્ધિ, વૃત્તાન્ત અને વ્યવહારકુશળતા અને તે સાથે આત્મનિષ્ઠા—એ સર્વેને લઈને એ જેવા સાધુ હતા તેવા જ સર્વના [illegible] થયા. સહજાનંદ સ્વામીએ પોતાના દેહોત્સર્ગ સમયે ગોપાળાનંદ સ્વામીને બેઉ આચાર્યોના આશ્રય તરીકે નીમ્યા, અને મુક્તાનંદ સ્વામી વગેરે સર્વે સાધુ બ્રહ્મચારીઓને એમની આજ્ઞામાં રહેવા

ફરમાવ્યું. ઉચ્ચ સ્થિતિને પામવા ઇચ્છતા સર્વે સત્સંગીઓ—ગૃહી તેમજ ત્યાગીઓ—એમનો સમાગમ કરવા ઇચ્છતા. પણ એમનો સ્વભાવ કાંઈક આકરો હશે એમ લાગે છે. સત્સંગની મર્યાદાનો અણુ માત્ર પણ ભંગ એમનાથી સહન થઈ શકતો નહિ. અમદાવાદના કેટલાક અગ્રણીઓથી એ સ્વભાવની બરદાસ્ત થઇ શકી નહિ, તેથી એમને પાછળથી બેઉ દેશના મધ્યસ્થ તરીકે રહેવાનું બન્યું નહિ અને વડતાલ દેશમાં જ પોતાનું બાકીનું જીવન ગાળવું પડ્યું. સંવત ૧૯૦૮માં એ અક્ષરનિવાસી થયા.

એવા જ બીજા સાધુ તે સ્વામી ગુણાતીતાનંદ હતા. એમને જુનાગઢ અને એની આજુબાજુનાં ગામોની સંભાળ સોંપવામાં આવી હતી. એ સાધુ પણ જ્ઞાની અને ઉત્તમ વક્તા હતા. જ્ઞાનનું અંગ તો એમનું જ ગણાતું. હજુયે એમના શિષ્યોની પરંપરામાં ઘણાક છે અને કેટલાક જુદા પડેલા, પણ એમની પરંપરામાં પોતાને ગણવામાં અભિમાન માને છે. જ્ઞાનાંશની અધિકતા એ એમનું ખાસ લક્ષણ ગણાય છે.

પહેલા બે આચાર્યો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરજી અનુક્રમે સહજાનંદ સ્વામીના મોટા અને નાના ભાઈના પુત્રો હતા. બન્ને આચાર્યોનું વૃત્તાન્ત ઉત્તમ હતું. વચનામૃતમાં અયોધ્યાપ્રસાદજીએ દેવ મિનારાયણને એક પ્રશ્ન પૂછ્યો છે કે 'આ સંસારને વિષે એવો પુરુષ હોય જે આઠ પહોર તો સંસારની વિટંબણામાં રહ્યો હોય, અને ગમે તેવું યોગ્ય

અયોગ્ય કર્મ પણ થઇ જાતું હોય, અને એક ઘડી કે બે ઘડી ભગવાનનું ભજન કરતો હોય, ત્યારે તે ભજને કરીને તેણે દિવસ બધામાં પાપ કર્યું હોય તે બળે કે ન બળે?' એના ઉત્તરમાં સહજાનંદ સ્વામીએ કહ્યું કે, 'ભજન કરવા બેસે તે સમે, ભજનના કરનારાનાં ઇંદ્રિયો, અંતઃકરણ ને જીવ એ સર્વ એકાગ્ર થઇને જો ભજનમાં જોડાય, તો એવી રીતે એક ઘડી કે અરધી ઘડી પણ જો ભગવાનના ભજનમાં જોડાય તો સમગ્ર પાપ બળીને ભસ્મ થઈ જાય છે.' *

આ ઉત્તર તે અયોધ્યાપ્રસાદજીનો જીવનમંત્ર થયો. એ ધ્યાનસ્થ થાય ત્યારે કોઇ પણ વિક્ષેપ એમને નડી શકતો નહિ. એક વાર એ શાલ ઓઢીને ધ્યાન ધરતા બેઠા હતા. શાલમાં વીંછી ભરાઈ રહ્યો હશે તેણે એમના વાંસામાં ડંખ માર્યા, પણ આચાર્યશ્રી તો નિયમ પ્રમાણે અરધો કે પોણો કલાક સુધી જરાયે સળવળ્યા વિના બેસી જ રહ્યા. ધ્યાનમાંથી નિવૃત્ત થયા પછી શાલ કાઢી નાખી એક સેવકને એ ખંખેરી નાખવા કહ્યું. ખંખેરતાં વીંછી સાંપડ્યો અને વાંસો ડંખથી સૂજી ગયેલો માલૂમ પડ્યો. આવી જાતનું ધૈર્ય એમણે સંપાદન કર્યું હતું, અને પોતાને મળેલા ઉત્તરને અનુસરીને પોતાનું વર્તન રચ્યું હતું.

અયોધ્યાપ્રસાદજીને વળી ગાવાનો શોખ પણ સારો હતો, અને પોતે કીર્તનો રચી ભજન કરતા. અયોધ્યાપ્રસાદજી

* વચના. ગ. મ. ૬૨

પછી અનુક્રમે એમના પુત્ર કેશવપ્રસાદ અને પુરુષોત્તમપ્રસાદ નરનારાયણ દેવની ગાદીના આચાર્ય થયા. એ બેઉ આચાર્ય બહુ ભોળા હોવાથી કેટલાક એમનો અયોગ્ય લાભ લેતા હતા. પુરુષોત્તમપ્રસાદ પછી એમના દત્તક પુત્ર વાસુદેવપ્રસાદજી તે હાલ અમદાવાદની ગાદીના આચાર્ય છે. એ આચાર્ય બહુ નાની ઉમરે ગાદી ઉપર આવ્યા, અને એમની સગીર અવસ્થામાં જવાબદાર ટ્રસ્ટીઓને હાથે એમના શિક્ષણ વગેરેની વ્યવસ્થા થઈ. એ આચાર્ય બુદ્ધિશાળી છે અને કાંઈક પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કારો એમના ઉપર પડ્યા છે. હવે એમણે પોતાનો કારભાર સંભાળી લીધો છે.

લક્ષ્મીનારાયણ દેવની ગાદીના પહેલા ત્રણ આચાર્યો રઘુવીરજી, ભગવતપ્રસાદજી અને વિહારીલાલજી હતા. એ ગાદીના આચાર્યો વિશેષ સાહિત્યપ્રેમી નીવડ્યા. આગળ લખાઈ ગયેલા ગ્રંથોની ટીકાઓ કરાવવામાં અને નવીન ગ્રંથો રચાવવામાં એ આચાર્યોએ બહુ ભાગ લીધો છે. એ દરેક આચાર્યની કારકીર્દિમાં સંસ્કૃત કે ગુજરાતી નવીન પુસ્તકો લખાયાં. રઘુવીરાચાર્યના વખતમાં બ્રહ્મચારી અચિંતાનંદ એ ઉત્તમ સંસ્કૃત તેમજ પ્રાકૃત કવિ થયા. રઘુવીરજીના ભત્રિજા અને વિહારીલાલજીના જન્મસંબંધથી દાદા કૃષ્ણપ્રસાદ એ પણ એક ઉત્તમ પંડિત હતા. વિહારીલાલજીએ કવિ દલપતરામને વડતાલમાં બ બોલાવીને રાખ્યા હતા, અને એમણે બ્રહ્મચારી જગદીશાનંદ નામે એક શિષ્ય પણ તૈયાર કર્યો હતા. એ બ્રહ્મચારીને

નાની વયમાં કાળ થયો, નહિ તો એમની શક્તિમાં સત્સંગે વિશેષ શ્રદ્ધા રાખી હતી.*

રઘુવીરજી શાન્તિપ્રિય હોઈ એમણે મંદિરોમાં કારભાર કુશળ કારભારીઓને સોંપ્યો હતો, અને પોતે કેવળ સત્સંગની આધ્યાત્મિક ઉન્નતિ તરફ જ લક્ષ આપતા હતા. એ કારભારીઓ એટલા દીર્ઘાયુષી નીવડ્યા કે ત્યાર પછીના ત્રણ આચાર્યોના જીવનાવધિ પર્યંત એમની જ વ્યવસ્થા ચાલુ રહી. પાછલા ત્રણે આચાર્યો બહુ ડાહ્યા, વિનયી અને ભક્તિશીલ હોવાથી સત્સંગીઓમાં અતિશય પ્રિય થઈ પડ્યા હતા.

પણ વિહારીલાલજીના અક્ષરનિવાસ પછી સત્સંગ સૂર્ય ગ્રહસ્ત થયો છે તે હજુ મુકાયો નથી. એમના અવસાન પછી લક્ષ્મીપ્રસાદ નામે એક બાળકને દત્તક લેવામાં આવ્યા. સ્વાર્થી મનુષ્યોએ એમને નાનપણમાં જ અવળે માર્ગે ચડાવ્યા, અને તેને પરિણામે એ આચાર્યપદને માટે અયોગ્ય ઠર્યા. છેવટે સં. ૧૯૬૮ માં એમણે આચાર્ય પદ છોડી દીધું, અને

---

*હિંદુધર્મમાં એક નિર્બળતા મૂળથી ચાલી જ આવી છે; તે એ બીજાને નામે ગ્રંથો રચવાની. ઘણાંએ પુરાણો વ્યાસને નામે ચડે છે; 'યોગવાસિષ્ઠ' ની જવાબદારી વાલ્મીકિ ઉપર નખાઈ છે. તેમ આ સંપ્રદાયમાં પણ કોઈક ગ્રન્થ લખી બીજા કોઈને નામે ચડાવી દેવાથી થતા સત્યના ભંગની ધાસ્તી જ નથી રાખી. આવું આજ સુધી ચાલ્યું આવે છે એ બહુ ખેદકારક છે. પણ દૂધમાં કિંચિત્ સર્પની લાળ પડે તેનું જેવું પરિણામ આવે તેવું અસત્યના મિશ્રણથી સર્વ સંપ્રદાયોનું પરિણામ થયા વિના રહેતું નથી. હિંદુ ધર્મના અનેક સંપ્રદાયોની કાળે કરીને અવનતિ આવાં કારણોને જ આભારી છે.

એમની જગાએ હાલના આચાર્ય શ્રીપતિપ્રસાદની પસંદગી કરવામાં આવી.

કમનસીબે આચાર્ય અને કોઠારી ગોવર્ધનદાસ વચ્ચે વિગ્રહ શરૂ થયો અને બન્ને પક્ષ કચેરીએ ચડયા. મોક્ષ માર્ગ અને કચેરીના ઝગડા એ બે વસ્તુઓ જ એકબીજાથી એટલી વિરોધી છે કે બેમાંથી એકે પક્ષને એ શોભા પમાડી શકે નહિ. કચેરીના ઝગડાને સહજાનંદ સ્વામીની પ્રણાલિકામાં કયાંઈ સ્થાન મળી શકતું નથી. સહજાનંદ સ્વામીના સિદ્ધાન્તો અને આજ્ઞાનો ભંગ કર્યા વિના કચેરીના દ્વારમાં બેમાંથી એકે પક્ષ પેસી શકે નહિ એ વસ્તુનું બન્ને પક્ષને વિસ્મરણ થયું છે. પરિણામમાં આખા સત્સંગ પર અંધકારનો ભાસ થાય છે. સર્વત્ર નિરુત્સાહ વર્તે છે

અમદાવાદની ગાદી પણ એ ઝગડાઓથી મુકત નથી આજે ત્યાં પણ પોતાના અખૂટ ધનભંડારને કચેરીમાં ખપાવવા પ્રયત્ન ચાલી રહ્યો છે. કોણ કહેશે કે સુવર્ણને કીડા ખાતા નથી ? જ્યાં સુધી અદાલતો ખુલ્લી છે ત્યાં સુધી લોખંડની તીજોરીઓ પણ ધનને સાચવી શકે એમ નથી.

આ સ્વામિનારાયણ સંપ્રદાયનું ટુંકું વૃત્તાંત છે. મારી અભ્યુન્નતિ માટે હું સંપ્રદાયનો અત્યંત ઋણી છું. એ ઋણ આ સેવાથી કાંઈ ફીટો એવી પ્રાર્થના કરી વિરમું છું.

# નોંધ

પા. ૧૩ પૌરાણિક કથાઓ—પાછલી કથાને શ્રદ્ધા સિવાય બીજો કોઇ આધાર હોય એમ જણાતું નથી. એમ લાગે છે કે ભાગવતના એકાદશ સ્કંધમાં જે ભક્તિ યુક્ત જ્ઞાન માર્ગ શ્રીકૃષ્ણ અને ઉદ્ધવના સંવાદ રૂપે ઉપદેશાયેલો છે, તે માર્ગ સંપ્રદાયના આદિપ્રવર્તકને સંપૂર્ણ-પણે માન્ય હશે. અને પા. ની નીચેની ટીપમાં જે ૫૧મા પત્રનો ઉલ્લેખ છે, તેમાં 'ઉદ્ધવાદિક ગુરુ પરમ્પરા' એવા શબ્દો વપરાયા છે, તે ઉપરથી ઉદ્ધવને આદિ ગુરુ સ્વીકારેલા જણાય છે. પણ જે ન્યાયે દક્ષિણી સાધુ રામદાસ હનુમાનનો અવતાર મનાય છે તેમ સ્વામી રામાનંદ આગળ જતાં ઉદ્ધવનો અવતાર મનાયા; અને એની અલંકારરૂપે થયેલી કલ્પનામાં જ્યારે વાસ્તવિકતાની શ્રદ્ધા બેઠી ત્યારે ઉદ્ધવના અને સહજાનંદ સ્વામીના પોતાનાયે પુનર્જન્મનું નિમિત્ત કારણ

જાણુવાની સમાજની જિજ્ઞાસામાંથી આવી કલ્પનાઓ ઉપ
આવી કલ્પનાનું એક વાર બીજ વવાય છે તે કેટલે ર
મૂળ નાખે છે અને ઉંચું વધે છે, તેનો પાર નથી હો
સ્વામિનારાયણુ સંપ્રદાયની એક પણુ પ્રાસદ્ધ વ્યક્તિ ?
કોઇનો અવતાર નથી મનાઇ એમ ભાગ્યે જ બન્યું છે!
કલ્પનાઓ જેને પ્રથમ સ્ફુરી હશે એની એમાં પ્રામાિ
શ્રદ્ધાયે હશે, પણુ તેથી એનું કાલ્પનિક રૂપ ઓછું
નથી. મને પોતાને તો લાગે છે કે એવો પૌરાણિક કથાએ
આધાર હોય તો જ સહજાનંદ સ્વામી પ્રત્યેની ભકિત અ
રહે અથવા વધે એ સ્થિતિ ઇષ્ટ નથી. જો એમનું સીધું ઉ
ચરિત એમને લોકોત્તર ન દાખવી શકે તો આવી કથાએ
આધારે એમને અલૌકિક દેખાડવાની ઇચ્છા નથી.

પા. ૧૬—૧૭ પત્ર પ૨ મો—(પ્રચલિત હકીકત ક
જયાં ફરક છે તે ભાગ મોટા અક્ષરે છાપ્યો છે.)

સ્વસ્તિ શ્રી વટપત્તન મહાસુભસ્થાને કૃત નિવાસ સ
ગુણુ ગુણાલંકૃત સદસદ્ વિચાર નિપુણુ નરમતિ શ્રદ્ધાદ મે
સંપત્તિ સમાયુકત સુહૃદ બુદ્ધિમાન એવં અનેક સુભોપમોપ
શાસ્ત્રી શોભારામ તથા રાજકાર્ય સમર્થ અષ્ટાદશ વ્યવ
નિપુણુ ચિમનરાવ જનાર્દન એનાતશ્રી ગઢડેથી લિખાવિ
સ્વામિશ્રી સહજાનંદજીના જયસ્વામિનારાયણુ વાંચજો. બિજું તમ
પતર પરમહંસ ભેલું આવ્યું તે પોતુ. વાંચી સમાચાર જા
અને તમે એમ લખ્યું જે તમારા સત્સંગને વિષે અમારે પુ
ગાંઠ પડી છે, પણુ તમારા દક્ષિણી લોકમાં અમારી જ્ઞાતિનું કો

તથા અમારા સંપ્રદાયની કોરનું પુછવાનો બહુ આગ્રહ સંભરાય છે. બિજાને સંશય છે તે સારૂં. તેના સંશય નિવૃત્તિને અર્થે તમને અમે અમારા જન્મપ્રભૃત્તિ સંપ્રદાયની પરંપરા લખી જણાવીયે છે. તે અમારી જન્મભુમિ અયોધ્યાથિ ઉત્તર દિશામાં સરવાર દેશ છે તે દેશમાં મનોરમા નદી છે. તે નદીને વિષે મખૌટા નામે તીર્થ છે તે તીર્થથિ ઉત્તર દિશામાં એક મજલને છેટે છપીયા નામે ગામ છે તે ગામ અમારા મામાના ગરાસનો છે તે ગામને વિષે સરવરીયા બ્રાહ્મણ હરિપ્રસાદ પાંડે એવે નામે છે તે બ્રાહ્મણ સામવેદી છે અને સાવર્ણ ગોત્રી છે અને કૌથુમી શાખા છે અને ભાર્ગવ વૈતહવ્ય સાવેતસ એ નામે તેના ત્રણ પ્રવર છે તે હરિપ્રસાદ બ્રાહ્મણના અમે પુત્ર છીએ અને તે અમારા પિતાના પિતાને સિરનેત રાજાયે ઇટારગામ આપ્યું તું તે માટે ઇટારના પાંડે એવી અમારી અટક છે તે **અમે યજ્ઞોપવિત ધારણ કરીને પાંચ દિવસ પછે ઘર થકિ તીર્થ કર્યા સારૂ ચાલિ નીકળ્યા** છે પછે મુક્તનાથ ગયા તથા ગંગા સાગર તથા જગનાથ પુરી તથા સેતુબંધ રામેશ્વર ઇત્યાદિક જે તીર્થ ત્યાંહા ફરતા ફરતા **દ્રાવિડ દેશમાં તોતાદ્રિને વિષે જીયર સ્વામિ ત્રિદંડિ સન્યાસી મલ્યા તેના શિષ્ય થઇને ચક્રાંકિત થયા** અને ત્યાંથી ફરતા ફરતા પંચતીર્થી કરીને ગિરનાર આવ્યા તથા શ્રી રામાનંદ સ્વામી અમને મળ્યા અને શ્રી રામાનંદ સ્વામી થકિ અમે અમારા સ્વસ્વરૂપ જ્ઞાનને પામ્યા અને તે શ્રી રામાનંદ સ્વામિયે અમને શ્રી નરનારાયણ દેવની ઉપાસનાનો વિધિ દેખાડયો ને પરમહંસની દિક્ષા દિધિ અને

પુર્વે જે પરમહંસ થયા છે તેમણે સર્વે શ્રી નરનારાયણ દેવની ઉપાસના કરી છે અને તેથી શ્રી નરનારાયણ ધર્મ વિષે રહ્યા છે અને જે પરમહંસ શ્રી નરનારાયણ દેવનિ ઉપાસના અને ધર્મ તેથી બાહ્ય વરતે છે તે ભ્રષ્ટ છે અને તે અમારા ગુરૂ જે શ્રી રામાનંદ સ્વામિ તે ગયાપુરીને વિષે અંજન નામે બ્રાહ્મણ ઋગ્વેદી કાસ્યપ ગોત્રના આસ્વલાયન શાખાવાળા તેના પુત્ર હતા તે તીર્થને વિષે ફરતા ફરતા ગિરનારમાં આવ્યા ત્યાંહાં શ્રી આત્માનંદ સ્વામિ અમારા ગુરૂને મલ્યા તે પછે અમારા ગુરૂ શ્રી આત્માનંદ સ્વામિના શિષ્ય થઇને પરમહંસની દિક્ષાને પામ્યા અને ભક્તિયે સહિત નરનારાયણ દેવની ઉપાસના કરી અને શ્રી આત્માનંદ સ્વામિ તે નવાનગરને સમીપે રૂપારેલ નદીને કાંઠે ધુઆવ ગામ છે તે ગામને વિષે બ્રાહ્મણ ચાતુર્વેદિ મો૦ જગજીવન ભટ્ટ નામે યજુર્વેદી જાતુકર્ણ્ય ગોત્રના માધ્યંદિની શાખાવાળા થયા તેના પુત્ર હતા તે પોતે ગૃહસ્થાશ્રમને વિષે રહીને પછે વૈરાગ્યે કરીને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરિને દ્વારિકાપુરિમાં માધવાનંદ સરસ્વતિના શિષ્ય થયા ને દંડ કમંડળનું ધારણ કર્યું ને પુર્ણાનંદ એવું નામ ધાર્યું તે પછે પોતે ફરતા ફરતા સમુદ્રને કાંઠે ગોપનાથ મહાદેવના સ્થાનકને વિષે શ્રી ગોપાળાનંદ બ્રહ્મચારી થકી ઉપનિષદનુ શ્રવણ કર્યું પછે તે શ્રવણે કરીને બ્રહ્મવિદ્યાને પામિને સમાધિનિષ્ઠ થયા અને તે પછે તે શ્રી ગોપાળાનંદ બ્રહ્મચારિ જે પોતાના ગુરૂ તેની આજ્ઞાયે કરિને પરમહંસ દિક્ષાને પાંમ્યા ને દંડ કમંડળનો ત્યાગ કર્યો અને શ્રી આત્માનંદ સ્વામિ એવા નામને પામ્યા અને

તે પછે તે જે ગોપાળાનંદ સ્વામિ તેણે પોતાની જે ઉદ્ધવાદિક ગુરૂ પરંપરા તેનું જે રહસ્ય તે આત્માનંદ સ્વામીને સમગ્રપણે કહ્યું तत्र श्लोकः। श्री महामुनिरुवाच ॥ श्रृणु भद्रं महाबुद्धे रहस्यं वच्मि ते मम । किमपि वाच्यं नास्त्यव स्निग्धशिष्याय सद्गुरोः ॥ १ ॥ आदावुद्धवमाहनेजममलंज्ञानं तदात्मातत श्रात्मानंदमुवाच तेन वपुषा गविंदमुचेचयः । आनंदाख्य मुनिं जगाद च ततो गोपाल योगीश्वरं ह्यात्मानंदमुवाच मद्गुरु मथो तं वासुदेवं भजे।

ઇત્યાદિ ગુરૂ પરંપરાની રીત સંપ્રદાયની રીત્ય ચરિત્રામૃત (?) ને વિસે લખી છે. એવિ રિત્યે શ્રી ગોપાળાનંદ સ્વામી જે તે પોતાના સંપ્રદાયનું રહસ્ય શ્રી આત્માનંદ સ્વામીને કહેતા હવા અને શ્રી આત્માનંદ સ્વામિને પોતાના ગુરૂ જે ગોપાળાનંદ તે થકી આ ઉદ્ધવ આદીક ગુરૂ સંપ્રદાયના રહસ્યને પામીને અમારા ગુરૂ જે રામાનંદ સ્વામી તેને કહ્યું અને શ્રી રામાનંદ સ્વામીએ અમને કહ્યું માટે આ રિત્યે અમારો ઉદ્ધવ સંપ્રદાય છે અને જે રીત્યે ઉદ્ધવ દેહના વેષને રાખે છે તથા બ્રહ્મચર્યાદીક ધર્મને પાળે છે તેવી જ રીત્યે અમે તથા અમારા સાધુ તે વરતીયે છીયે અમારા મોટા આચાર્ય જે ઉદ્ધવ તે ભક્તી દીક્ષાવાળા પરમહંસ છે. તે માટે અમે પણ ભક્તી દીક્ષાવાળા પરમહંસ છીએ અને બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય એ ત્રણ વર્ણને વિષે ભિક્ષા લઇએ છીએ કેમ જે પ્રથમ તો સર્વે બ્રાહ્મણ હતા તે કર્મે કરિને ક્ષત્રિયાદિ વર્ણપણાને પામ્યાછે × × × × × × અને અમે જ ગૃહસ્થને જ્ઞાનનો ઉપદેશ કરિયે છઇએ તેને પંચ

પદાર્થના ત્યાગના નિયમ લેવરાવીયે છઇયે (મ) મધ માંસ પરસ્ત્રી ચોરી વટલવું એ પાંચનો ત્યાગ રખાવિને અને અહિંસા ધર્મને વિષે રખાવિયે છઇયે × × × × × × × એવી રીતે સર્વ શાસ્ત્રમાં મદ્યાદિકનો નિષેધ કર્યો છે બીજું પરમહંસનિ સંહિતારૂપ એવું જે શ્રીમદ્ ભાગવત પુરાણ તથા શાંતિ પર્વને જે મોક્ષધર્મ તથા ભગવદ્‌ગીતા એ ત્રણ ગ્રંથ અમારા ઉદ્ધવ સંપ્રદાયને વિષે ઇષ્ટ છે અને એ ત્રણ ગ્રંથમાં જેમ કહ્યું છે તેમ અમે તથા અમારા સાધુ તે વર્તિયે છઇએ. બિજું આવી રિત્યે આપણો શુદ્ધ સંપ્રદાય છે તે વાતમાં આપણુ કોઈ રિત્યે જો ન્યાયે કરિને પુછશે તો ખોટા નાહ પડિયે અને અન્યાયની તો વાત નહિ માટે તમને કોઇ શાસ્ત્રિ તથા પુરાણિ પુછે તો આવી રીત્યે સ્પષ્ટ વાર્તા કરજો તથા આ કાગળ વાંચી સંભળાવજો બીજું કાશીના શાસ્ત્રિને તથા જોસિ ઝુમખરામને અમારા જય શ્રી સ્વામિનારાયણ કેજો અને આ કાગલ વંચાવજો સુજ્ઞેષુ કિં બહુના સંવત્ ૧૮૭૮ના પોષ વદી દ્વિતીયા બુધવારે શ્રી નરનારાયણ

પા. ૨૫ કોમળવૃત્તિ—એમ શંકા ઉઠવાનો સંભવ છે કે આ વાત ખરી નહિ હોય; કારણકે સહજાનંદ સ્વામીના પાછલા જીવનમાં એમનામાં ભાજીયે ન તોડવા જેટલી અહિંસા જણાતી નથી. પણ એમ માનવાનું કારણ નથી. એક એક વૃત્તિનો વિકાસ જે સમયે થતો હોય છે ત્યારે એનો અસ્વાભાવિક અતિરેક થવાનો હમેશાં સંભવ રહે છે. એનો સંપૂર્ણ વિકાસ થયા પછી જ્યારે બીજી વૃત્તિનો વિકાસ થવા માંડે છે ત્યારે પહેલી વૃત્તિ અસ્વાભાવિક સીમા પરથી

ઉતરી એની પ્રકૃતિને માટે જે સ્વાભાવિક મર્યાદા હોય ત્યાં આવીને સ્થિર થાય છે. એમ ન થાય તો બીજી વૃત્તિનો ઉત્કર્ષ અટકી જાય એટલું જ નહિ, પણ પ્રત્યેક વૃત્તિના શરીર ઉપર એક જાતની તાણ હમેશાં પડતી હોવાથી એ તાણ એટલી ને એટલી તંગ રહે તો પ્રાણને અસહ્ય પણ થઈ પડે. આ જ રીતે નામદેવ તેની સમદૃષ્ટિના વિકાસના કાળમાં કુતરાને રોટલો લઈ જતાં જોઈ એની પાછળ ઘી લઈને દોડયા હતા. તુકારામ અહિંસાવૃત્તિના વિકાસ સમયે પંખી- ઓને પોતાના આવવાથી ઉડી જતાં જોઈ ત્યાં ને ત્યાં સ્થિર થઈ બેઠા હતા, અને એક જીવડું શરીર પર બેસી લોહી ચુસવા લાગતાં એ ધરાય ત્યાં સુધી એને લોહી પીવા દેવાની વૃત્તિ રાખી બેઠા હતા. આવાં વર્તન જીવનપર્યંત એમને હાથે થશે જ એમ કહેવાય નહિ. એક એક શુભ વૃત્તિઓને વિકાસ થઇ ગયા પછી જ્યારે એ એની સ્વાભાવિક મર્યાદા પર આવે ત્યારે દેશકાળને અનુસરતી વિવેકદૃષ્ટિને અનુકૂળ રહે; જોકે ત્યારે પણ તત્કાલીન લોકોની તે તે વૃત્તિની મર્યાદા કરતાં અનેકગણી અધિક જ રહે. ભિન્ન ભિન્ન પુરુષોની એ મર્યાદા તેમની પ્રકૃતિમાં રહેલી પ્રાણશક્તિને અવલંબીને અને એકાદ વૃત્તિની વિશેષતાને લીધે જુદી જુદી હોય.

**પા. ૨૮ નીલકંઠનો સ્વામી રામાનંદજીને પત્ર**—મૂળ કાગળ નીચે મુજબ છે:

સ્વસ્તિ શ્રી ભુજનગર મહાશુભસ્થાને બીરાજમાન સ્વામી શ્રી રામાનંદજી રૂપી સુરજ ઉદય ભયા હે. વાકી સેવામેં ગાગ

લોજસે સેવક બ્રહ્મચારી નીલકંઠજી સરજુદાસજી કે દંડવત પ્રણામ વાંચોગે. વિશેષ લિખવા કારજ યોં હે કે હમ ઇશ્વરેચ્છાસે ચારોં ધામ કરકે અરુ દેશમેં આયા હે. ત્યાંહા તુમ્હારા નામ સુના કે પશ્ચિમદેશમેં જીવન્મુક્ત પ્રગટ હે. ફીર બનમેં ગોપાલ જોગી પાસ રહકે અષ્ટાંગ યોગ સિદ્ધ કિયો હે. ઉસ બખતમેં યહ જોગીને કહાથા કે ગિરનારકી છાંયમેં સિદ્ધ મિલેંગે. ફિર વાયુ ભક્ષ્યા કરકે બહુ દિન રહે હે, પરંતુ પ્રગટ કૃષ્ણકે દરશન ન હુવે. અબી શુદ્ધ ભૂમિ જાનકે યહાં રહે હે, તો આપ યહાં બીરાજકે હમકું પ્રગટ કૃષ્ણ મીલાઓ. હમ સુના હે કે ધારણામેં દરશન કરવાતે હો. તેસા સ્વામી મુક્તાનંદજી સે સુનકર યહ સાધુકો નિષ્કપટ જાનકે હમ ઠહરે હે. સ્વામીજી ઓર ભટ્ટજી કહે કે હમ યહાં બોલાવેંગે વાસ્તે યહાં રહે હે. ભટ્ટજી મયારામજીકો પઠાયે હે તો દોનુ પત્ર પઢ કર હમારે પર કીરપા કરેંગે. જેસે ચકોર ચંદકું ચહત હે, તેસે હમ તુમ્હારે દરશનકું ચહતે હે. તો તુરત દરશન દેહો; નહીં તો તુમ્હારી સેવામેં આવેંગે. સંવત ૧૮૫૬ ફાલ્ગુન વદી ૫ લીખ્યો હે. તુરત બાંચકે કરુના દષ્ટિ કરોગે. નહિ તો નહિ રહેવે. સ્વામી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી રામાનંદજીકું પહોંચે.

**પા. ૨૯ રામાનંદ સ્વામીના ઉદ્દગાર**—રામાનંદ સ્વામીએ જે અભિપ્રાયથી વાટ જોનાર આવ્યાનું કહ્યું, તે જ અભિપ્રાયથી નિષ્કુળાનંદ સ્વામી સમજ્યા કે કેમ એ સમજવું કઠણ છે. પણ જેમ પૂર્ણ સદ્દગુરુ દુર્લભ છે, તેમજ

મોક્ષને માટે આટલો પુરુષાર્થ કરનાર, વ્યાકુળતા રાખનાર અને આગળથી સાધનોની તૈયારી કરીને આવેલા શિષ્ય પણ દુર્લભ છે. અને એવા સાધક દેખાતાં આવી વૃત્તિ ગુરુને ઉઠે તો એમાં નવાઇ નથી. નચિકેતા જેવો શિષ્ય પ્રાપ્ત કરી યમને પણ આવો જ સંતોષ થયો હતો.

श्रवणयाऽपि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यं न विद्युः।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलाऽनुशिष्टः॥

*　　　*　　　*

नैषा तर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ।
यां त्वमापः सत्य धृति र्बताऽसित्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा॥*

(कठोपनिषत् १, २. ७. ९)

અને જ્ઞાનેશ્વરે પણ શ્રીકૃષ્ણને મુખે સચ્છિષ્ય પ્રાપ્ત થવાથી ગુરુને કેટલો આનંદ થાય છે તે વિષે જે આવા ઉદ્ગારો કાઢ્યા છે.

* સાંભળવાને માટે પણ જે (અધ્યાત્મ જ્ઞાનનો વિષય) બહુને મળતો નથી, સાંભળતાં છતાંયે ઘણા જેને જાણી શકતા નથી, એનો કુશળ કહેનારો મળવો એ આશ્ચર્ય (વિરલ) છે; અને એના કથનને સમજનારોયે આશ્ચર્ય છે તથા એવા કુશળ ગુરુથી ઉપદેશાયેલો જ્ઞાતા પણ આશ્ચર્ય છે. × × × હે પ્રિયતમ, સારી રીતે જ્ઞાન પ્રાપ્ત થાય એ હેતુથી બીજાએ બતાવેલી આ બુદ્ધિ તર્કથી પ્રાપ્ત થતી નથી. એ બુદ્ધિ ને તેં પ્રાપ્ત કરી છે, તું ખરેખર સત્યને ધારણ કરવાવાળો છે; હે નચિકેતા, તારા જેવો પૂછવાવાળો નહિ મળે.

પા. ૫૦ કડક **નિયમન**—આ વાર્તા બે વસ્તુ બતાવે છે: (૧) સહજાનંદ સ્વામીને પોતાના શિષ્યોને ચડાવવા માટે મહેનતની પરાકાષ્ઠા કરવાનો સ્વભાવ. સહજાનંદ સ્વામીનાં 'પ્રકરણો' એવાં ન હતાં કે જેમાં કેવળ શિષ્યોને જ કષ્ટ સહન કરવાનું હોય, જેટલું શિષ્યને હોય તેથી પોતાને કાંઈ વિશેષ જ હોય. (૨) વળી પોતાના શિષ્યમાં કોઈ વાતની કસર ન રહેવા દેવી એ ઇચ્છા પોતાને સ્વભાવભૂત છે એમ એમણે કહ્યું છે. એ ઇચ્છાએ શરૂઆતમાં શિષ્યોને તીવ્ર શિસ્તમાંથી પસાર કરવા એમને પ્રેર્યા. પણ આગળ ઉપર અનુભવ પરથી જોયું હોવું જોઈએ કે બીજાની ઉન્નતિ કરવાનો આપણો આગ્રહ અને ઉતાવળ કામમાં આવે છે જ એમ નથી. પોતાના જ અંતરમાંથી આત્મોન્નતિ માટે ઉઠેલી વ્યાકુળતા આકાશ પાતાળ એક કરવા જેટલો પુરુષાર્થ કરાવે; એ વ્યાકુળતા સહજાનંદ સ્વામીની કસણી કરતાં હજારગણી વધારે કસોટીને આનંદથી સ્વીકારી લે; પણ વ્યાકુળતાની એવી તીવ્રતા વના ગુરુઆજ્ઞાથી સ્વીકારાયેલો અંકુશ કેટલોક વખત સુધી નિભાવી લેવાય, પણ એમાંથી એક દિવસની પણ છૂટી મળે ત્યારે ખૂબ હાશ થવા જેવું લાગે. જે વ્યાકુળતાથી સહજાનંદ સ્વામીએ ઘર છોડ્યું, પરિગ્રહ છોડ્યો, શરીર સૂકવ્યું, હઠયોગ સિદ્ધ કર્યો અને શાંતિ થાય ત્યાં સુધી સંતોને શોધવા માટે આખું હિંદુસ્તાન ફરી વળ્યા તે વ્યાકુળતા કોઈ બીજાનાં સૂચવેલાં વ્રત કે નિયમ ઉપજાવી શકે છે જ એમ નથી. અનુયાયીઓની ઓછી પાત્રતાને લીધે સંપ્રદાયના પ્રવર્તકોએ અનેક વાર

પોતાના ઉપદેશને પાછળથી કેવળ સ્થૂળ ભક્તિ અને સ્થૂળ ધર્મ પ્રધાન કર્યો છે. એ પ્રમાણે સહજાનંદ સ્વામીએ પણ કહ્યું છે કે અનેક જનને સમાસ થવા સારૂ એમણે તપ અને વૈરાગ્યનો પક્ષ મોળો કરી ભક્તની મુખ્યતા દર્શાવી છે. પણ જ્યારે કોઇ અત્યંત 'ખપવાળા' મુમુક્ષુ નજરે પડે ત્યારે સહજાનંદ સ્વામીને અત્યંત આનંદ થતો.

પા. ૫૪ શિષ્યો પર સ્નેહ—આ સદ્‌ગુરુનો સહજ સ્વભાવ છે. શ્રી એકનાથે કહ્યું છે કેઃ—

गुरुत्वाचा अहंभावो । अणुमात्र पहा हो धरीना ॥
शिष्या पासूनी सेवा घेणं । हें स्वप्नीं ही न स्मरं मने ।
शिष्याची सेवा करणं । पज्यत्वें पाहणं निज शिष्यां ॥
शिष्य देखावा पुत्रासमान । । हें स्मृतिवाक्य असें प्रमाण ।
दृष्टि देखों नणं गौण । शिष्या देखे पूर्ण ब्रह्मत्वें ॥
शिष्य सेवा करी निज भावार्थे । परी तो सेवक न म्हणें त्यातें ।
ज्याही भगवद्रूप सर्व भूतें । शिष्य वेगळा ते थें सेवकावें नुरे ॥

... ... ... ...

आपल्या योगक्षेमाचें सांकडें । स्वप्नीं ही न घाली शिष्या कडे ।
शिष्य संकट अति गाढें । निवारी रोकडें निजांगें जो ॥

(भागवत अ. ३. २९९-३०४)

जेवों बाळाचें रळे पाळणें । हे व्याली ची वेदना जाणे ।
कां शिष्यांसी पूर्ण बोध करणें । तेथील कळवळणें सद्गुरु जाणें ॥

बाळका लेववित्या लेणें । जेवीं माउली निवो जाणें ।
कां शिष्य सुखें सुखावणें । हे सद्गुरु जाणे परीपूर्ण बोधें ॥ *

( सदर. ओ. ६०६-७ )

શિષ્યો વધારવાની અને ભેળા કરવાની વૃત્તિથી શિષ્ય પર મમતા દેખાડવી અને સ્વેચ્છાથી આવેલા શરણાર્થીને માટે કરુણ વૃત્તિ, સર્વ શક્તિનું અપર્ણ કરવું એમાં ભેદ છે. એ ભેદ અનુભવથી જ જાણી શકાય.

---

* અર્થ–' હું ગુરુ છું' એવો અહંભાવ એક અણુમાત્ર પણ સદ્‌ગુરુ ધરતા નથી. શિષ્યની સેવા લેવી એવું એ સ્વપ્ને પણ મનમાં લાવતા નથી; પણ શિષ્યની સેવા કરવી અને એના પ્રત્યે પૂજ્ય ભાવે જોવું. ( એ સદ્‌ગુરુનો સ્વભાવ છે ) સ્મૃતિવાક્ય શિષ્યને કેવળ પુત્રભાવે જોવાનું જ કહે છે; પણ સદ્‌ગુરુ તો શિષ્યને પૂર્ણ બ્રહ્મરૂપ કરતાં ગૌણ દષ્ટિએ જોવાનું સમજતા જ નથી. શિષ્ય પોતાના ભાવથી સેવા કરતો હોય, છતા ગુરુ તેને કદી 'સેવક' સમજતા નથી. જેને સવ પ્રાણી ભગવદ્રૂપ છે, તેને શિષ્ય જુદો—સેવકભાવે કેમ રહી શકે ? ... ... ... પોતાના યોગક્ષેમની કાળજી એ શિષ્ય પર સ્વપ્ને પણ નાખતા નથી; પણ ઉલટું શિષ્યનું વિકટ સંકટ પોતાની શક્તિ અપર્ણ કરી દૂર કરે છે... ...જેમ બાળકની ઉછેર અને પાલનની કાળજી જેણે પ્રસૂતિની વેદના ખમી છે તે જ માતા પીછાણી શકે તેમ શિષ્યને પૂર્ણબોધ કરવા માટેની સદ્‌ગુરુની કળકળ ( તીવ્રકાળજી ) સદ્‌ગુરુ જ જાણી શકે. બાળકને ઘરેણાં પહેરાવવાનો આનંદ જેમ માતા જ અનુભવી શકે તેમ પરિપૂર્ણ જ્ઞાનના અનુભવી સદ્‌ગુરુ જ શિષ્યના (જ્ઞાનપ્રાપ્તના) સુખથી સુખી થવાનું જાણી શકે.

પા. ૧૨૯ સ્વામિનારાયણીય જ્ઞાનમાર્ગ—સહજાનંદ સ્વામીના સિદ્ધાન્તોનો વિચાર કરવામાં નીચેની વાતો પણ ધ્યાનમાં રાખવા જેવી છે:—

૧. એમનાં વચનામૃતો ગુરુ—શિષ્ય વચ્ચેના એકાંતમાં થયેલા સંવાદો નથી, પણ ભર સભાની વાતો છે. સંભવ છે કે એમાં સામાન્ય સમાજને અનુકૂળ થાય એની રીતે જ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ થયો હોય.

૨. વળી જુદા જુદા અનુભવો થાય તોપણ એક જ પ્રકારના શબ્દોની યોજના થઇ શકે છે. 'અહિંસા' શબ્દની પાછળ રહેલી ભાવના એ શબ્દ વાપરનાર વ્યક્તિઓમાંથી ભાગ્યે બે જણની સરખી હોય એમ બને. એવું ઘણા શબ્દોને વિષે છે. લેખક—વિવેચક માને છે કે અમુક વિષય મેં એટલો સ્ફુટ કર્યો છે કે એમાં હવે સમજફેર થવાનો સંભવ જ નથી. પણ એના જ અન્તેવાસી શિષ્યોમાં પણ પાછળથી એટલા મતભેદ દેખાઈ આવે છે કે એ વિવેચનનો મૂળ અર્થ શો હશે એ સમજી જ ન શકાય. જ્યાં એકના વિચારોનો બીજાએ સંગ્રહ કર્યો હોય ત્યાં આવી સમજફેર થવાનો સંભવ એથીયે વિશેષ છે. એટલે સહજાનંદ સ્વામીના વચનોની પાછળ રહેલો લક્ષ્યાર્થ એમણે એક રીતે ધાર્યો હોય અને શિષ્યો જુદી રીતે પણ સમજતા હોય.

૩. તત્ત્વજ્ઞાન વિષેના વાદના પ્રતિપાદનમાં બુદ્ધિ-પૂર્વક પણ કેટલોક ફેરફાર કરવામાં આવ્યો હોય એમ સંભવ છે. કેવળ વાદોના વિચારથી કોઇનું કલ્યાણ થયું નથી. શુષ્ક

વેદાન્તથી અનેક જનો શુભ માર્ગથી પડી ગયા છે. શુદ્ધ ભાવનાવાન મનુષ્યને તત્ત્વજ્ઞાન શાન્તિ દેનારૂં થાય, પણ ચિત્ત વિષયવાસનાઓથી ભરપૂર હોય તેને વાદની ચર્ચા નાસ્તિક પણ બનાવી દે. જે વાદ એવી બેધારી તલવારનું કામ કરે છે તેમાં કાંઇ દોષ હોવો જ જોઇયે એમ માનવાને હરકત ન હોય. એ જ પ્રમાણે જે વાદ મનુષ્યને કલ્યાણને માર્ગેથી પડવા નથી દેતો તે વાદમાં સત્યની કોઈ એક બાજુ વિશેષ સારી રીતે સમજાઇ હોય એમ પણ માનવાને હરકત ન હોય.

'શ્રીજીના પત્રોમાં' કેટલાક અદ્વૈત મતને પોષનારા પત્રો છે, જ્યારે વચનામૃતમાં સામાન્ય રીતે અદ્વૈતનો નિષેધ છે, તેનું આ પણ કારણ હોઈ શકે. કેટલાંક વચનામૃતો સૂક્ષ્મ વિચારથી અદ્વૈત મતને પ્રતિકૂળ ન હોય એવાં પણ જણાય છે.

૪. બાકી તો, દરેક વાદ કોઇને કોઈ દિશામાં અધુરા માલમ પડવાના જ. તત્ત્વજ્ઞાન એ વાદનો વિષય નથી એમ જાણતા છતાં જ્ઞાનીઓને પણ એને વાદનો વિષય કરવાનો મોહ થાય છે. જેમ દયાની લાગણીને લગભગ સર્વ ઓળખી શકે, પણ કદાપિ શબ્દોથી એના બરાબર વ્યાખ્યા રચી શકાય જ નહિ; છતાં એને વાદનો વિષય કરવા બેસીયે તો એ પરિચિત લાગણી પણ અપરિચિત જેવી થઇ જાય. તેમ જે તત્ત્વ સર્વત્ર પ્રસિદ્ધ અને સર્વેને સુપરિચિત છે તે (જેમ વાસનાથી તેમ) વાદથી એટલું ઢંકાઈ ગયું છે કે કોઈ પણ

વાદથી એ પ્રાપ્ત થઇ શકશે એમ આશા રાખવી અને જમીનમાં છિદ્ર પાડી અમેરિકા ભણી નીકળવાની આશા રાખવી એ બન્ને બરાબર છે.

૫. છતાં વાદને અને અનુભવને સંબંધ નથી એમ કહેવાનો આશય નથી. વાદને કહેનારો નહિ, પણ વાદને રચનારો જરૂર કોઇક પોતાના અનુભવને સયુક્તિકપણે સમજાવવા માટે જ વાદ રચે છે. આ રીતે દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, અદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈતાદ્વૈત વગેરે સર્વે વાદો અને એ વાદોનાયે નિરનિરાળા છાયાભેદો એને રચનારાની ભૂમિકાનું કાંઇક ભાન કરાવે છે. કેવળ વાદી તો એ ભૂમિકાને ઓળખીયે ન શકે, પણ કિંચિત્ અનુભવી એ ભૂમિકાને ઓળખે છતાં એકના ઉપર જ હમેશાં સ્થિર રહે એવું ન બને (અથવા સ્થિર થયા પહેલાં વારંવાર ઉંચી નીચી ભૂમિકા પર આવે). તેથી કથનસમયની (વાદ ગૃહીત નહિ પણ અનુભવની) ભૂમિકા પણ તત્ત્વજ્ઞાનના વિવેચનમાં ભાગ ભજવે છે.

આ રીતે સહજાનંદ સ્વામી કહે છે તેમ "જ્યારે મુમુક્ષુ પ્રથમ ગુરુ પાસે આવે, ત્યારે વકતા જે ગુરુ તેને વિષે દેશ, કાળ, સંગ, દીક્ષા, ક્રિયા, મંત્ર, શાસ્ત્રાદીકનું જે શુભ અશુભપણું તથા પોતાની જે શ્રદ્ધા તેનું જે મંદ તિક્ષણપણું તેણે કરીને (જ્ઞાનમાં) એવા ભેદ પડી જાય છે; માટે સારા દેશાદિક સેવવા તથા વક્તા પણ સુધો શાંત હોય, ને તેમાં કોઇ દોષ ન હોય તે સમે તે થકી જ્ઞાન સાંભળવું"

(લોયા ૧૨)

હવે સ્વામિનારાયણીય જ્ઞાનમાર્ગમાં બે પ્રકારનું નિરૂપણ જણાય છે: એકને તાત્ત્વિક અને બીજાને (કોઈ વિશેષ સૂચક શબ્દને અભાવે) પૌરાણિક કહી શકાય. પુરુષ, પ્રકૃતિ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ઇત્યાદિ સાંખ્ય તત્ત્વોનું પૃથક્કરણ અને નિરૂપણ એ બહુધા તાત્ત્વિક અથવા પુરાણમિશ્રિત તાત્ત્વિક છે. પણ એ તત્ત્વોના અને જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના નિરૂપણમાં અને પરમાત્માના 'રાજ્યબંધારણ'માં પૌરાણિક પદ્ધતિનું કથાનક છે. પુરુષ અને પ્રકૃતિ અથવા મૂળ પુરુષ અને મહામાયા વિષેનું વિવેચન વાંચતાં એ તત્ત્વો * છે એવો ખ્યાલ નથી થતો, પણ એ કાંઇ દૂર રહેનારાં આપણાં સંસારી નરનારીનાં જોડકાં જેવાં—કુટુંબો છે, અને બીજાં તત્ત્વોનાં 'જેમ માતાના ઉદરમાંથી બાળક નીકળે છે તેમ' સંસારી પદ્ધતિએ જનક જનીની છે. તે જ પ્રમાણે અક્ષરધામવાસી પુરુષોત્તમ એ ધર્મસમ્રાટરૂપે દર્શન દે છે; અને મૂળપુરુષ, મહામાયા, પુરુષ, પ્રકૃતિ, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇન્દ્રાદિક દેવો એ વાઇસ-રાય, ગવર્નર, કમિશનર, કલેક્ટર, મામલતદારના સ્થાને છે, અને જેવું આ જગતમાં મનુષ્યો રાજ્યબંધારણ રચે છે, તેને જ મળતું એનું દિવ્ય રાજ્ય છે એવી કલ્પના થાય છે. અર્થાત્ આ ભાગમાં વિજ્ઞાન—તત્ત્વજ્ઞાન થોડું છે, અને કાવ્યકલ્પના વધારે છે.

---

* તત્ત્વ શબ્દ પણ બહુ અચોક્કસ અર્થોમાં વપરાય છે; લક્ષણ, સિદ્ધાન્ત, (principle) વિશેષ (નૈય્યાયિક) પદાર્થ (elements) ધર્મ (attribute) અવસ્થા (state) વગેરે વિવિધ ભાવો તત્ત્વ શબ્દથી દર્શાવાય છે. મેં પણ અહીં એને અચોક્કસપણે વાપર્યો છે.

આ નિરૂપણમાં બાહ્ય દૃષ્ટિ વિશેષ છે. સહજાનંદ સ્વામીએ કોઇક પ્રયોજનવશાત્ એનો ઉપયોગ કરેલો માલમ પડે છે; પણ એમણે પોતે જ બાહ્ય દૃષ્ટિની સમજણને મિથ્યા કહી છે. અંતર્દૃષ્ટિએ જોતાં તો અક્ષરધામ—પુરુષોતમ—પુરુષ—પ્રકૃતિ તત્ત્વો એક નખ જેટલાં પણ છેટે નથી; એ ધામમાં જવાપણું નથી અને એમાંથી આવવાપણું નથી. એનો નિવાસ હૃદયમાં જ છે, અને એ દેહત્યાગ બાદ પ્રાપ્ય નથી, પણ દેહ છતાં જ પ્રાપ્ય ( અથવા પ્રાપ્ત કહીયે તોપણ ચાલે ) છે.

પા. ૧૩૨ સગુણ-નિર્ગુણ—નિર્ગુણ શબ્દ અદ્વૈત વેદાન્તની પરિભાષામાં કિંચિત્ જુદા અર્થમાં વપરાય છે. મને પોતાને નિગુણ શબ્દની યોજના જ બરાબર નથી લાગતી. ગુણાશ્રય, ગુણાધાર, ગુણબીજ, ગુણકારણ, ગુણાભાસ (ગુણનો આભાસ જેના ઉપર છે) ગુણશક્તિ એ શબ્દો વિશેષ અર્થસૂચક લાગે છે. પણ એ વિષે ચર્ચા કરવાની મારી ઇચ્છા નથી.

---

## નવજીવન પ્રકાશન મન્દિર: અમદાવાદ

| | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|
| હિન્દ સ્વરાજ (પ્રમાણભૂત આવૃત્તિ) | ૦–૬–૦ | ૦–૧–૬ |
| પૂર્વરંગ (કાલેલકર અને નરહરિ) | ૧–૦–૦ | ૦–૩–૦ |
| રામ અને કૃષ્ણ (કિશોરલાલ મશરૂવાળા) | ૦-૧૨-૦ | ૦–૨–૦ |
| બુદ્ધ અને મહાવીર ,, | ૦–૮–૦ | ૦–૨–૦ |
| ઇશુ ખ્રિસ્ત ,, | ૦–૬–૦ | ૦–૧–૦ |
| હિમાલયનો પ્રવાસ અને ઉત્તરાખંડની યાત્રા | ૦-૧૨-૦ | ૦–૧–૦ |
| સ્વદેશ ( ટુંકી ફ્રેન્ચ વાર્તા ) | ૦–૩–૦ | ૦–૦–૬ |
| દેશી રંગ ( આચાર્ય રૉય કૃત ) | ૦-૧૦-૦ | પોસ્ટેજ સાથે |
| સીતાહરણ ( ચન્દ્રશંકર શુક્લ ) | ૦-૧૨-૦ | ૦–૨–૦ |
| ગામડાંમાં જઇને શું કરીશું ? (કાલેલકર) | ૦–૨–૦ | ૦–૦–૬ |